श्री.

# शिवगीता भाषान्तर.

રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ

પાસેથી ભાષાન્તર કરાવી

અને

છપાવી પ્રગટ કરનાર

ઠા. ઓધવજી વહાલજી અને કું°

મુંબઈ

ધી પારસી પ્રીન્ટિંગ પ્રેસમાં

પ્રાણજીવન નારણજીએ છાપ્યું.

સંવત્ ૧૯૪૧. સને ૧૮૮૫ ઈ.



मूल्य १ रूपैयो.

श्री

# शिवगीता भाषान्तर.

રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ

પાસેથી ભાષાન્તર કરાવી

અને

છપાવી પ્રગટ કરનાર

ઠા. ઓધવજી વહાલજી અને કું.

મુંબઇ

ધી પારસી પ્રીન્ટિંગ પ્રેસમાં

પ્રાણજીવન નારણજીએ છાપ્યું.

સંવત્ ૧૯૪૧. સને ૧૮૮૫ ઈ.



મૂલ્ય ૧ રૂપૈયો.

# ग्रन्थार्पण.

## મહારાજાધિરાજ ઠાકોર શ્રી ૭
## મહારાજા વાઘજી-બહાદુર.

સ્વસ્થાન મોરબી દરબાર.

### કવિત-મનહર.

મયૂરપુરી નિવાસી, ખ્યાસી જેની ભાસી ખુબી,
નવનિધિ દાસી જેની સૃષ્ટિમાં શાબાશી છે;
અધિક અભ્યાસી, દીન દુઃખતો વિનાશી વળી,
કાશી સુધી કીરતિ, સુહિન્દમાં પ્રકાશી છે;
ડરે બદમાસી જન, ત્રાસી ત્રાસી ભાગે દૂર,
જેની એવી તાશીર, પ્રસિદ્ધ સુખ રાશી છે;
માત્ર ન મિજાસી નરમાસી નેણ વેણ માંહી,
વીર નૃપ એવો વડો **વાઘજી** વિલાશી છે. ૧
ભણી-ભણી ભૂતળમાં જ્ઞાન ઘટમાંહ્ય ભર્યું,
ગણી-ગણી પંડીતના ગુણ ગણ અગણિત;
આપી-આપી તેમને અધિક રીતથી મદત,
સ્થાપિ-સ્થાપિ નામના સકળ ક્ષિતિમાં ખચિત;
ધારિ-ધારિ ધ્યાન પ્રજાહિતમાં પ્રસિદ્ધ પણે,

ભારી-ભારી દળ્યાં દુઃખ નિપુણ પણેથી નિત;
વારી-વારી જાય જન આશીષ ઉચારી મુખે,
સારી-સારી સ્તુતિતણા ગાય કવિયો કવિત. ૨
કાગમાં હરેક હામ હૃદે વિરાજે વડી,
ખરી નેત્રમાંહ્ય જો વિરત્વની ખુમારી છે;
પંડ બળ ઉપર અખંડ મંડી રહે આપ,
બીજાની મદદ સ્વલ્પ જેણે ન સ્વિકારી છે;
એક ગર્જનામાં આ બ્રહ્માંડને ગજાવી મૂકે,
ધરણી ધ્રુજાવી મૂકે, ફુંક જો પસારી છે;
જોયા જેવી વીરને ન જેવી તેવી કાયા જે,
એવી વીર **વાઘજી** બહાદુર કેરી સ્વારી છે; ૩
એવા વીર નૃપની કીરતિ શુણી કાનમાંહી,
શિવગીતાનું સરળ ભાષાન્તર આદર્યું;
અરપણ માટે કરી અરજ આજીજી વડે,
અંગિકાર એમણે ઉદારતા વડે કર્યું;
આપ્યો રૂડો આશ્રય આ ગ્રન્થને છપાવવામાં,
ધરણીમાં ધન્ય કૃત્ય ધીમંત પણે થયું;
ઉત્તમ એ ગ્રન્થ સાથે નામ એ અમર તપો;
આશીષ હું દિનનીશ મુખ થકી ઊચરૂં. ૪

**ગ્રન્થ પ્રસિદ્ધ કર્તા.**

# प्रस्तावना.

શ્રી મદ્ ભગવદ્ ગીતાની ઉપમા જેને અપાય તેવું આ એક બીજું પુસ્તક છે. શ્રી કૃષ્ણ તથા અર્જુનના સંવાદ દ્વારા વ્યાસ મહા મુનિએ ભગવદ્ગીતામાં તત્વજ્ઞાન વર્ણવ્યું છે, તેમ અહીં પણ તેજ મહા મુનિએ શ્રી શંકર પરમાત્મા તથા રામચંદ્રના સંવાદ દ્વારા તત્વ જ્ઞાનજ વર્ણવ્યું છે. રામચંદ્ર એજ જો વેદાંત વેદ્ય પુરૂષ છે તો પછી તે અધિકારી દ્વારા વેદાંતનાં રત્ન જેમાં સંચેલાં છે એવો શિવગીતારૂપ ભંડાર પ્રકટ કરવામાં આવે એમાં આશ્ચર્ય જેવું શું છે? યથાર્થ વાંચનારને આ ગ્રંથમાં રહેલી ખુબી પદે પદે જોવામાં આવશે, જે કહેવા કરતાં જોવામાં આવ્યેથીજ સમજાય તેવી છે. કોઇ કહેશે કે ભગવદ્ગીતા અને શિવગીતા એ બન્નેમાં જો એકજ જાતનો વિષય સમાયલો છે તો પછી આ શિવગીતાની શી જરૂર છે? ભગવદ્ગીતાથીજ ચાલશે; તો એ વાતની અમે ના પાડતા નથી. પણ બન્ને ગ્રંથનો ફલિતાર્થ એક છતાં તેમાં કાઇક ભિન્નતા પણ હોય છે. અને તે ભિન્નતા એવી કે જેથી બન્ને જુદા ગ્રંથ જાણે કોઇ વાતમાં મળતાજ નથી આવતા એમ સ્થૂલ દૃષ્ટિએ દેખાય. અહીં પણ તેમ છે, એટલે કેટલીક ગીતામાં નહિ વર્ણાએલા વેદાંતના વિષયનો પણ આમાં સમાવેશ કરેલો છે. જેમ વૈરાગ્યોત્પત્તિનો પ્રકાર, પિંડોત્પત્તિ, દેહનું સ્વરૂપ, જીવનું સ્વરૂપ, જીવની અમુત્રગતિ તથા પુનરૂત્પતિનો પ્રકાર, ઉપાસનાના પ્રકાર તથા જ્ઞાન અને તે બન્નેની યોગ્યતા, મોક્ષ એટલે શું તથા તે કયા સ્થળમાં મળે છે એ વિષે ભ્રાંતિનો નિરાસ તથા તેના યથાર્થ રૂપનું વર્ણન, પંચ કોશની સમજ તથા તે રીતે આત્મસ્વરૂપનું ભાન ઇત્યાદિ વેદાંતની ચોખ્ખી પ્રક્રિયાઓનો પણ આ ગ્રંથમાં સમાવેશ થયેલો છે. ઇશ્વરનું સ્વરૂપ મૂળે એક છતાં તથાં એકજ પ્રકારના બોધથી અને એકજ પ્રકારની ઉપાસનાથી મનુષ્યનું કલ્યાણ થઇ શકત એમ સુલભ કલ્પના છતાં પણ વ્યાસ મહાત્માએ મનુષ્યોની ભિન્ન ભિન્ન

પ્રકૃતિઓ તથા ભિન્ન ભિન્ન રૂચિઓ ઉપર વિચાર કરીને અનેક દેવોની કલ્પના કરી તે તે દેવતાને ઉપાસ્ય ઠરાવી તેની ઉપાસનાના પ્રકાર બતાવ્યા છે, એ બહુ સુંદર કર્યું છે; કેટલાક આવું બહુધા પણ જોઇને ગભરાય છે પણ મહાત્માઓ તથા વિદ્વાનો તેના મર્મને સમજે છે અને આનંદ પામે છે. ભિન્ન ભિન્ન ઉપાસનાઓથી ભિન્ન ભિન્ન રૂચિઓ તૃપ્તિ પામે છે અને તે સાથે તત્વજ્ઞાન પણ તેને મળે છે. વાંચનાર જોશે કે જૂદા જૂદા ગ્રંથોમાં ઉપાસનાના પ્રકાર ભિન્ન છે પણ તત્વજ્ઞાન ભિન્ન હોતું નથી. શિવગીતા અને ભગવદ્ ગીતામાં પણ ઉપાસ્ય દેવતાનો માત્ર અંતર છે; યદ્યપિ વસ્તુતઃ અંતર નથી તથાપિ બાહારથી પણ છે. અને તેથી શિવ ભક્તને તે વિશેષ પ્રીતિકર થશે એ નિઃસંદેહ છે. શિવ ભક્તને તો અમારી ખાસ ભલામણ છે કે આદરથી એ ગ્રંથ વારંવાર વાંચવો—અને બીજાને પણ વિનતિ છે કે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કરતાં આ ગ્રંથ કાંઇ ઓછો હિતકર છે એમ નથી, માટે પૂર્વે કહ્યું તેમ એકજ દેવ વિવિધ રૂપે પોતાની લીલા પ્રકટ કરે છે એમ સમજી આદરથી આ પુસ્તકનું અવલોકન કરવું.

આ ગ્રંથ યથાર્થ લખાય માટે ઘણી સાવચેતી રાખવામાં આવી છે અને ન્યાય, વેદાંત તથા વ્યાકરણમાં નિષ્ણાત સારા સારા પંડીતોની સમક્ષ લખાયલો છે, તથાપિ પ્રમાદ એ માનુષી ગુણ છે એમ માની ઉદાર અંતઃકરણના વિદ્વાનોએ દોષ હોય તો સુધારી લેવા કૃપા કરવી. મુંબાઇમાં નીકળતા ચંદ્રકાંત નામે માસિક પત્રના મેનેજર રા. રા. મૂળશંકર જયશંકર રાવળે આ ભાષાંતર મારી પાસે ઠા. ઓધવજી વહાલજી અને કુ૦ને માટે કરાવી પ્રકટ કર્યું છે. તથા વિદ્યાનાં બીજાં કૃત્યોને પણ ઉત્તેજન અપાવવાનેએઓ બહુ આદર બતાવે છે માટે આ પ્રસંગે ભાષાંતર કર્તા તેમને]અભિનંદન આપી પોતાનું આભારીપણું દર્શાવે છે–

છેવટે સર્વ કોઇને મારી વિજ્ઞાપના છે જેમ બને તેમ આવાં કૃત્યને ઉત્તેજન આપવામાં સહાય કરવી. આ સમયમાં ઘણો ભાગ સ્વધર્મથી અજાણ છે એ નિર્વિવાદ છે, માટે આવાં ઘણાં પુસ્તકોનાં ભાષાંતર તેમની દૃષ્ટિ આગળ પડે તો તેમને સ્વધર્મ કેવું છે એ સમજાય. લખવાને દલગીર છું

કે કેટલાક બ્રાહ્મણ, વાણીયા, કણબી તથા રજપૂત એવા મારા જોવામાં આવ્યા છે કે સ્વધર્મ શી ચીજ છે તથા ઇશ્વર ભક્તિનો આદર શા માટે રાખવો એમાંનું કાંઇ પણ સમજતા નથી ! તે બિચારા ખેડૂતના બળદની પેઠે ભાર ખેંચી ખેંચીને છેવટે યમ શરણ થવાના, તેવાઓના ઉપર દયા લાવીને પણ જ્ઞાતા પુરૂષોએ આવાં પુસ્તકો તેમને સંભાળવવાં યોગ્ય છે. કિંબહુના ? સંવત્ ૧૯૪૧ અધિક જયેષ્ઠ વદી ૬ ગુરૂવાર.

છોટાલાલ નરભેરામ ભટ્ટ

મુઃ વડોદરા. } ભાષાંતર કર્તા.

# જાહેર ખબર

## चन्द्रकान्त

### (માસિક પુસ્તક)

ઉપલા નામનું ચોપાનિયું સંવત્ ૧૯૪૦ ના અશાડ માસથ મુંબઈમાં **વિદ્યાનુરાગી સભા** તરફથી બહાર પડ્યા કરે છે. એનું કદ ડીમી આઠ પેજી દોઢ ફારમનું તથા વાર્ષિક કિમ્મત માત્ર બાર આના રાખેલી હતી પણ નવા વર્ષથી કિમ્મતમાં ફેરફાર નહિં કરતાં તેના કદમાં અરધા ફારમનો વધારો કરવામાં આવનાર છે. એ માસિક ચોપાનિયામાં ધર્મ, નીતિ, સંસાર, વ્યવહાર અને હુન્નરાદિ સમયાનુસારી વિવિધ વિષયો દાખલ કરવામાં આવે છે. એ ચોપાનિયું બહાર પાડવાનો મૂખ્ય હેતુ સ્વદેશ સેવા બજાવવાનો છે. જે સાહેબોને એ ચોપાનિયું રાખવાની ઇચ્છા હોય તેમણે તેના તંત્રી રાવળ મૂળશંકર જયશંકર ને કોટ હોળીચકલામાં ઘર નં૦ ૬ નીચે લખી જણાવવું.

श्री

# शिवगीता भाषान्तर.

वन्यस्त्रजेव मुंडानां मालया परिराजितः ।
चक्रपाणिरिवाघं वा शूलपाणिर्व्यपोहतु ॥१॥
स्वाज्ञानकालकूटोत्थमूर्छानाशकरी मिमाम् ।
भाषान्तरामृतझरीं निपीयमोदताञ्जनः ॥२॥

## ॥ अथश्री शिवगीता प्रारभ्यते ॥

॥ श्रीगणेशायनमः । श्रीसरस्वत्यैनमः ॥ श्रीगुरूभ्योनमः ॥ श्रीसांबसदाशिवायनमः ॥ ओम अस्यश्री शिवगीतामालामंत्रस्य श्रीवेदव्यासरूप्यगस्त्य ऋषिः शिरसि ॥ ओम् जगतीछंदः मुखे ॥ श्री सदाशिवः परमात्मादेवताहृदये॥ ओम् प्रणवो बीजं नाभौ ॥ ओम् सर्वव्यापक इति शक्तिःगुह्ये ॥ ओम् र्हीं कीलकं पादयोः॥ ब्रह्मसाक्षात्कारार्थे जपे विनयोगः ॥

શ્રી ગણેશને, શ્રી સરસ્વતીને, શ્રીગુરૂઓને અને શ્રી અંબિકા સહિત શંકરને નમસ્કાર છે; આ શિવગીતારૂપ જપમંત્રના ઋષિ શ્રીવેદવ્યાસરૂપી અગસ્ત્યમુનિ [1]માથાને ઠેકાણે; જગતીછંદ મુખને ઠેકાણે;

---

[1] આ ગીતાના ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ, અને કીલક, અ-

શ્રીશંકર પરમાત્મા દેવતા હૃદયને ઠેકાણે; પ્રણવ બીજ નાભિને ઠેકાણે; સર્વવ્યાપક એ શક્તિ ગુહ્યેંદ્રિયને ઠેકાણે; અને હ્રીં કીલક બન્ને પગને ઠેકાણે છે. બ્રહ્મ તે હું છું, એવો સાક્ષાત્કાર થવાને અર્થે આ શિવગીતારૂપ જપ કરવો.

ओम् ह्रां अंगुष्ठाभ्यांनमः॥ ओंह्रीं तर्जनीभ्यांनमः॥ ओम्ह्रुं मध्यमाभ्यां नमः॥ ओम्ह्रैं अनामिकाभ्यांनमः॥ ओम्ह्रौं कनिष्ठिकाभ्यांनमः॥ ओम्ह्रः करतलकरपृष्ठाभ्यांनमः॥ एवंहृदयादि ॥

'ह्रां' બીજરૂપ બન્ને અંગુઠાઓને, 'ह्रीं' બીજરૂપ બન્ને તર્જનીઓને 'ह्रुं' બીજરૂપ બન્ને મધ્યમાઓને 'ह्रैं' બીજરૂપ બન્ને અનામિકાઓને 'ह्रौं' બીજરૂપ બન્ને કનિષ્ઠિકાઓને, અને 'ह्रः' બીજરૂપ હાથની હથેળી અને તેના પૃષ્ઠભાગ, બન્નેને, નમસ્કાર છે. એજ પ્રમાણે ‡ હૃદય આદિકના † ન્યાસ જાણવા.

अकारं विन्यसेन्नाभौसत्वरूपंनिरंजनम् ।
उकारं हृदये विन्द्याद्रजोरूपंद्वितीयकम् ॥ १ ॥
मकारं मूर्ध्निविन्यस्यतमोरूपंचत्र्यंबकम् ।
अकारश्चउकारश्च मकारोबिंदुलक्षणः ॥ २ ॥

---

ની યોજના ક્રમે કરીને માથું, મુખ, હૃદય, નાભિ, ગુહ્ય અને પગમાં કરીછે. એટલે જાણે ગીતારૂપદેવી મૂર્તિમાન ઉભી કરીછે અને ઉપર કહ્યા તે ઋષિ આદિક છ તત્વોથી તે મુર્તિ બનેલી છે. હવે મંત્રશાસ્ત્રની રીતી પ્રમાણે તે મુર્તિને બીજ મંત્રોથી નમસ્કાર કરીને તેનું સ્તોત્રમાં કહ્યા પ્રમાણે ધ્યાન કરવું, એ ધ્યાન લક્ષ્યમાં રાખીને પાઠ કરવાથી ઇષ્ટદેવમાં ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત થઇને સાક્ષાત્કાર થાયછે.

‡ ओम् ह्रां हृदयायनमः। ओम्ह्रीं शिरसेस्वाहा ॥ ओम् ह्रूं शिखायैवषट्। ओम् ह्रैं कवचायहुम्। ओम् ह्रौं: नेत्रत्रयायवौषट् ओम्ह्रः अस्त्रायफट् ॥ એ પ્રકારે હૃદય આદિકના ન્યાસ છે.

† બીજમંત્રાદિક જે સ્થાનમાં આરોપણ કરવામાં આવેછે તેનેન્યાસ કહેછે.

त्रिधामात्रास्थितायत्रतत्परंज्योतिरोमिति ।
अकारउच्यतेरुद्रोमकारश्चपितामहः ॥ ३ ॥
उकारउच्यतेविष्णुस्तत्परंज्योतिरोमिति ।
इच्छाक्रियातथाशक्तिर्ब्राह्मीगौरीचवैष्णवी ॥ ४ ॥
त्रिधाशक्तिः स्थितायत्रतत्परंज्योतिरोमिति ।
ब्रह्माविष्णुश्चरुद्रश्चदेवेंद्रोदेवतास्तथा ॥ ५ ॥
अमलार्कस्थिराकारंप्रज्वलंभूवनत्रयं ।
धारयन्हृदयेब्रह्म वन्हिनासहदृश्यते ॥ ६ ॥

दृशिस्वरूपंगगनोपमं परं
सर्वात्मकं सात्विकमेकमक्षरम् ।
अलेपनंसर्वगतं यदद्वयं
तदेवचाहं प्रणवं यदुक्तम् ॥ ७ ॥

ओमिति॥ उत्पन्नात्मा व बोधस्य अद्वेष्टृत्वादयोगुणाः
अशेषतोभवन्त्यस्यननुसंधानरूपिण: ॥ ८ ॥

# इतिध्यानम्

**હવે ધ્યાન કરવું**:—સત્વગુણરૂપ નિર્વિકાર अ કારની ધારણા નાભિમાં કરવી; બીજા રજો ગુણરૂપ उ કારની ધારણા હૃદયમાં કરવી;- અને તમો ગુણરૂપ ત્રિનેત્ર સદાશિવ म કારની ધારણા માથામાં કરવી. એ રીતે अ કાર, उ કાર, અને બિંદુરૂપ म કાર એવી ત્રણ પ્રકારની માત્રાઓ જ્યાં રહીછે, તે પરમ જ્યોતિસ્વરૂપ ओम् જાણવું. વળી अ કાર તે રૂદ્રદેવ કહેવાયછે, म કાર તે બ્રહ્મદેવ કહેવાયછે, અને उ કાર તે વિષ્ણુ કહેવાયછે; એ પ્રકારે ओम् એ પરમ જ્યોતિસ્વરૂપ છે. બ્રહ્મા, શંકર અને વિષ્ણુની ઇચ્છા, ક્રિયા અને શક્તિ તે બ્રાહ્મી, ગૌરી અ

ને વૈષ્ણવી શક્તિ કહેવાયછે; એમ ત્રણ પ્રકારે જ્યાં શક્તિ રહેલીછે તે ઓમ્ કારને પરમ જ્યોતિ સ્વરૂપ જાણવું. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, દેવોના સ્વામી ઇંદ્ર અને દેવતાઓ, નિર્મળ સૂર્યની પેઠે સ્થિર આકારવાળા પ્રકાશમાન ત્રણ લોકને હૃદયમાં ધારણા કરીને અગ્નિ સહિત બ્રહ્મસ્વરૂપ દેખાયછે. આકાશ સરખું, સર્વના આત્મારૂપ, સત્વગુણ યુક્ત, એક, અવિનાશી, નિર્લેપ, સર્વવ્યાપક, અને અદ્વૈત એવું જે પરમ સ્વરૂપ નેત્રમાં દેખાયછે, જેને ઓમ્ કરીને કહેછે, તે પ્રાણવ મારૂં સ્વરૂપછે. આત્મજ્ઞાન ઉપજેલા પુરૂષના અદ્વેષ્ટૃત્વ આદિક ગુણોએ કરીને આ પ્રાણવ રૂપની સંપૂર્ણ પણે પ્રાપ્તિ થાયછે એ નિશ્ચયછે.

## એ પ્રકારે ધ્યાન કરવું.

---

सूतउवाच ।

अथातः संप्रवक्ष्यामिशुद्धंकैवल्यमुक्तिदम् ।

अनुग्रहान्महेशस्यभवदुःखस्यभेषजम् ॥ १ ॥

**સૂતકહેછે,**–હવે શ્રી શંકરની કૃપાથી કૈવલ્ય મુક્તિ આપનારૂં સંસારરૂપ દુઃખનુ શુદ્ધ ઔષધ હું કહીશ. કોઇપણ માણસ યજ્ઞાદિક કર્મો કરવાથી, નાના પ્રકારનાં દાન આપવાથી કે તપ કરવાથી કૈવલ્ય મુક્તિ પામતો નથી; પણ માત્ર જ્ઞાનવડેજ તે પામી શકેછે. પૂર્વે દંડકારણ્યમાં રામચંદ્રજીને પાર્વતિપતિ શ્રીશંકરે જે શિવગીતા કહીછે, તે ગુપ્તમાં ગુપ્તગીતા છે. જે સાંભળવા માત્રથીજ મનુષ્યોની નિશ્ચય મુક્તિ થાયછે; તેજ ગીતા સ્વામીકાર્તિકે પૂર્વે સનત્કુમારને કહીછે. હે ઉતમ રૂષિઓ! સનત્કુમારે તે વ્યાસને કહી અને મારા ઉપર બહુ કૃપા હોવાથી વ્યાસમુનીએ તે મને ભણાવીછે. તેમણે મને કહ્યું છે કે હે સૂત પુત્ર! આ જ્ઞાન તારે બીજા કોઇને આપવું નહિ; જો આપીશ તો તારા પર દેવો ક્રોધે ભરાશે અને તને શાપ દેશે. હે વિ

મો ! ત્યારે મેં ભગવાન વ્યાસમુનિને પૂછ્યું કે હે માહારાજ ! એમાં બધા દેવો શામાટે ક્રોધે ભરાય અને શાપ દે ? તેમનું અહીં શું બગડે છે કે જેથી દેવો કોપેછે ? આ સાંભળીને વ્યાસમુનિએ મને કહ્યું કે હે પુત્ર ! તેં જે પુછ્યું તેનો પ્રત્યુત્તર સાંભળ. જે ગૃહમેધી (ગૃહસ્થાશ્રમી) અને નિત્ય અગ્નિહોત્ર રાખનારા બ્રાહ્મણો છે, તેઓજ દેવતાઓને સર્વ ફળ આપનાર કામધેનુ રૂપછે. ભક્ષ્ય, ભોજ્ય, પીવાના પદાર્થો અને જે જે કાંઇ દેવતાઓને પ્રિયછે, તે તે અગ્નિમાં હોમેલા હુતદ્રવ્યદ્વારા સ્વર્ગમાં તેમને મળેછે. એ વિના દેવલોકમાં દેવતાઓને ઇચ્છેલો પદાર્થ પ્રાપ્ત કરી આપનાર બીજું કાંઇ છે નહિ. દૂઝણી ગાય કોઇ લેઇ જાય, તે ગૃહસ્થાશ્રમીને જેમ દુઃખદાયક થઇ પડેછે, તેમ જ્ઞાનસમ્પન્ન બ્રાહ્મણ પણ દેવોને દુઃખ આપનાર થાયછે; એટલામાટે મનુષ્યોના વિષયોમાં પ્રવેશ કરીને દેવતાઓ વિઘ્ન કરેછે, અને પછી કોઇપણ પ્રાણીની શિવને વિષે ભક્તિ ઉપજતી નથી, એજ કારણથી આ વાત ન જાણનાર મનુષ્યો શિવની ભક્તિ કરતા નથી; જો કદાપિ જેમ તેમ કરીને તેમનો ભક્તિભાવ ઉત્પન્ન થયો, તો તે અધવચ નાશ પામેછે. **ઋષિઓ બોલ્યા**;—જો એ પ્રમાણે માણસોને દેવતાઓજ વિઘ્ન કરેછે, તો પછીએવું પરાક્રમ કોનુંછે કે જેવડે મુક્તિપ્રાપ્ત થાય ? **સૂતપુત્ર**, ખરેખર ! તું અમને કહે કે એ વાતનો ઉપાય છે કે નહિં ? **સૂતકહેછે**—કરોડો જન્મનાં મેળવેલાં પુણ્યોએકરીને શિવની ભક્તિ ઉપજેછે; અને તેવડે મનુષ્ય કામવાસનાઓ છોડીને શિવાર્પણબુદ્ધિથી વિધીપૂર્વક ઇષ્ટાપૂર્ત્તાદિક યજ્ઞકર્મ કરેછે. એમ થાયછે, ત્યારે શિવની કૃપાથી પુરૂષ સારી રીતે દ્રઢ થાયછે, અને પછી દેવતાઓ ભય પામીને વિઘ્ન કરવાં મૂકી દઇ માર્ગે પડેછે. આવી રીતે થવાથી ચંદ્રશેખર શ્રીશંકરનાં ચરિત્ર સાંભળવાની પ્રીતિ ઉત્પન્ન થાયછે અને તે સાંભળતાં જ્ઞાન પ્રગટેછે; એમ જ્ઞાન થવાથીજ મુક્તિ થાયછે. બહુ કેહેવાથી શું થાય ? જેના મનમાં શિવઉપર દ્રઢ ભક્તિ છે, તે પુરૂષ કરોડો મહાપાતક અને ઉપપાતકમાં ગરક થઇ ગયો હશે, તથાપિ તે મુક્તિ પામેછે. અનાદરથી, શઠપણાથી, હાસ્યથી કે કપટથી પણ જો મનુષ્ય શિવની ભક્તિમાં આ-

સક્ત થાય તો તે મનુષ્ય ચાંડાલ છતાં પણ મુક્તિ પામેછે. એ રીતે શિવભક્તિ સહુ કોઇને સર્વકાળે પ્રાપ્તછે. એમ છતાં પણ જે માણસ સંસારરૂપ બંધનથી, મુક્ત થાય નહિ, તેના સરખો બીજો મૂઢ બુદ્ધિવાળો પુરૂષ કયો જાણવો? નિયમ પર્વક જે કોઇ શિવની ભક્તિ કરે કે પછી કદાપિ દ્રોહ કરે, તોપણ જો તે પ્રસન્ન થાય તો ઇચ્છેલું ફળ આપેછે. કાંઇ વિશેષ સાહિત્ય કે પછી થોડુ જપ માત્ર નિયમ પ્રમાણે લેઇને જે અર્પણ કરેછે, તેને તે ત્રણલોક આપી દેછે. એટલું કરવાને પણ જે અશક્ત હોય, તે નિયમ પૂર્વક મહાદેવને નમસ્કાર અને તેની પ્રદક્ષિણા કરે, તો તેના ઉપર શંકર પ્રસન્ન થાયછે. પ્રદક્ષિણાઓમાં પણ અશક્ત હોય તો જે ચાલતાં કે બેઠાં બેઠાં પોતાના અંતરમાં શિવનું ચિંતવનકરેછે, તેનો અભીષ્ટ મનોરથ તે પૂર્ણ કરેછે બીલીના કાષ્ઠનું ચદન, જંગલમાં, ઉપજેલાં પુષ્પ અને તેવાંજ ફળ, તેય પણ જેને પ્રીતિકર છે, તેની સેવાભક્તિ કરવામાં ત્રણ લોકમાં અઘરૂં શું છે? જંગલમાં ઉપજેલાં પદાર્થો ઉપર જેવી તે પરમેશ્વરની પ્રીતિછે તેવી ગામમાં ઉપજેલાં ઉત્તમ પદાર્થ ઉપર પણ તેની પ્રીતિ નથી, જે મનુષ્ય એવા શ્રી ભોળાશંભુ દેવને મૂકીને બીજા દેવોની ઉપાસના કરેછે, તે નિશ્ચય ભાગીરથી ગંગાને છોડીને ઝાંઝવાંની નદીની ઇચ્છા કરેછે, એમ જાણવુ પણ જેનું કોટિક જન્મનું પાપ સાંચી મૂકેલુંછે, તેવા મોહથી અંતરમાં આંધળા થયેલા મનુષ્યને આ વાત સુઝતી નથી. જેની ભક્તિ કરવાને કાંઇ કાળનો કે દેશનો કે જગાનો નિયમ નથી; જયાં જેના મનમાં ગોઠે ત્યાં પોતાને શિવરૂપ ધારીને માત્ર તેનું ધ્યાન કરવાથીજ શિવને વિષે સાયુજ્ય મુક્તિ પામી જાયછે—શિવની સાથે એકરૂપ થઇ જાયછે. કોઇ છેક અલ્પ આયુષ્ય અને લક્ષ્મીવાળો પુરૂષ, પૃથ્વીનો એકાદ અંશ અને તે અંશનો પણ અંશ, એટલી થોડીજ પૃથ્વીનો અધિપતિ હોય, તો તે પણ, 'હું રાજાછુ' એટલું બોલનાર પુરૂષને (અપરાધી ઠરાવી) છોકરાં છૈયાં સુદ્ધાં મારી નાખેછે; પણ શ્રીશંકર પરમાત્મા તો સર્વ લોકનો કર્તા છતાં પણ, અને અખંડ ઐશ્વર્યવાળો છતાં પણ ગમે તે કોઇ 'હું શિવ છું' એમ બોલનારને પોતાની સાથે એકરૂપજ

કરી દછે. હે ઋષિઓ? ધર્મ, અર્થ, કામ અને મોક્ષ,એ ચતુર્વર્ગની પાર તમે જેણે કરીને જઇ શકો (મતલબ કે એ સર્વે સંપાદન કરી શકો) એવું 'પાશુપત' નામે વ્રત હું તમને કહીશ. વિરજા દીક્ષા લેઇને અને ભસ્મ તથા રૂદ્રાક્ષ ધારણ કરીને વેદના સારરૂપ 'શિવનામ સહસ્ત્ર નો' પાઠ કરતાં તમારૂં મનુષ્યપણું ટળી જશે અને શિવના જેવાં દેહ તમે પામશો પછી જગતનું કલ્યાણ કરનાર શ્રી શંકર ભગવાન્ તમને દર્શન આપીને કૈવલ્ય મુકિત આપશે. હે ભકિતમાન્ રૂષિઓ, દંડકારણ્યમાં અગસ્ત્ય મુનિએ જે જ્ઞાન રામને આપ્યું હતું તે સર્વે હું તમને કહીશ.

रामायदंडकारण्येयत्प्रादात्कुंभसंभवः ॥
तत्सर्वंवः प्रवक्ष्यामिश्रृणुध्वंभाक्तियोगिनः ॥ १० ॥

॥ इतिश्रीपिद्मपुराणे उपरिभागे शिवगीता सूपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे शिवराघव संवादे शिवभक्त्युत्कर्षनिरूपणंनाम गुर्जरभाषान्तरे प्रथमोध्यायः ॥ १ ॥

---

# अध्याय २ जो.

ऋषयऊचुः ॥ किमर्थमागतोऽगस्त्योरामचंद्रस्यसंनिधिम् ।
कथंवाविरजांदीक्षांकारयामासराघवम् ।
ततःकिमाप्तवान्रामःफलंतद्वक्तुमर्हसि ॥ १ ॥

**ઋષિઓ કહે છે,**—અગસ્ત્ય મુનિ રામચંદ્રની પાસે શું કરવાઆવ્યા હતા અને તેમને વિરજા દીક્ષા કેવી રીતે લેવરાવી? અને

પછી રામ તેથી શું ફળ પામ્યા, તે કહેવું જોઇએ. **સૂત કહે છે,**—રાવણે જ્યારે જનકજીની પુત્રી સીતાનું હરણ કર્યું, ત્યારે તેના વિયોગદુઃખથી રામચંદ્રજી વિલાપ કરવા લાગ્યા. રાત અને દિવસ તે ઊંઘતા ન હોતા કે ખાતા નહોતા; સર્વ પ્રકારના અભિમાનનો તેમણે ત્યાગ કર્યો હતો, અને છેવટે પોતાના નાનાભાઇ લક્ષ્મણ સહિત રામે પ્રાણ ત્યાગ કરવાનો વિચાર કર્યો. આ વાત લોપામુદ્રાના સ્વામી અગસ્ત્ય મુનિએ જાણી એટલે તે તેમની પાસે આવ્યા અને જગતના તુચ્છપણા વિષે તેમને બોધ કરવા માંડ્યો **અગસ્ત્ય કહે છે,**—હે રાજેંદ્ર તમે શામાટે શોક કરોછો ? કોની સ્ત્રી, તેનો વિચાર કરો. આ પંચભૂતનો બનેલો દેહ તો જડછે તે શું એ વાત જાણશે કે આ સ્ત્રી મારીછે અને આત્મા તો નિર્લેપ, પરિપૂર્ણ, સત્, ચિત્ અને આનંદ રૂપ દેહવાળો છે; તે જન્મતો નથી કે મરતો પણ નથી; તેમ તેને કોઇ પ્રકારનું દુઃખ પણ થતું નથી. તે તો જાણે સૂર્ય જેવોછે જેમ સૂર્ય સર્વ જગતના નેત્ર રૂપે વ્યાપી રહેલોછે તથાપિ નેત્રના રોગાદિક દોષ તેને કદાપિ વળગતા નથી, તેમજ સર્વ પ્રાણીમાત્રના અંતરમાં આત્મા વ્યાપી રહેલો છતો દ્રશ્ય પદાર્થોનો તેને લેપ થતો નથી. દેહમાંથી આત્મા ગયો એટલે તે દેહ એક જડરૂપ મળનો પિંડ માત્ર રહેછે. તેને દેવતાથી લાકડાંમાં બાળી નાખવામાં આવેછે કે શિયાળવાં વગેરે તેને ખાઇ જાયછે, તથાપિ તે કાંઇ જાણતો નથી. એવા દેહનો વિયોગ થાય તેમાં દુઃખ શું ? સોનાના સરખી ગૌર કાંતિની કે દુર્વા (દરો) ની પાંખડીઓના જેવી શ્યામવર્ણની, માંસલ અને ઊંચા સ્તનના ભરાવાથી જેની પાતળી કમર વાંકી વળી ગઇછે, નિતંબ અને જાંઘ જેનાં ભારેછે, રાતા કમળના જેવા જેના પગછે, પૂર્ણિમાના ચંદ્ર સરખું જેનું મુખછે, પાકાં ગિલોડાંના જેવાજ જેના ઓઠ છે, કાળાં કમળના સરખાં બે નેત્રથી જે શોભાયમાન છે, ગાંડા હાથીની પેઠે જેનું ચાલવું છે, તથા કામના બાણથી વીંધેલો કોઇ મૂઢ પુરૂષ જેને જોઇને મનમાં એમ ધારે કે કામદેવના સર્વોત્તમ પાંચબાણરૂપ પોતાનાં નેત્ર કટાક્ષથી આ સુંદરી મારાપર કૃપા કરે (તો હું કેવો ભાગ્યવાન્!) આવી સ્ત્રીને વીષે પણ

ખરૂં તત્ત્વ શું છે અને ખોટું શું છે તેનો વિવેક હું તમને કહું છું; હે રાજન્, તમે ધ્યાન રાખીને સાંભળો. એમાં જે આત્મા ગેહેલોછે તે તો પુરૂષ નથી કે સ્ત્રી પણ નથી કે તેમ નપુંસક પણ નથી; એ તો મૂર્તિ રહિત, પૂર્ણ પુરૂષ, દ્રષ્ટા અને જીવ માત્રના દેહને ધારણ કરવા વાળો છે. જે નાજુક દેહવાળી કોમળ સ્ત્રી કહી તે મળના પિંડ રૂપ અને જડ છે. તે તો કાંઇપણ જોતી, સાંભળતી, કે સુંઘતીયે નથી. તેનું શરીર તે માત્ર ચામડુંજછે; એમ સમજીને હે રામચંદ્રજી, તમે તેનો ત્યાગ કરો. એ રીતે તમે જેને પ્રાણપ્યારી માની બેઠા છો તેજ તમારી કૃપાનું સ્થાન થશે. જો પૃથ્વી આદિક ભૂતમાંથી પંચમહાભૂતના દેહો ઉત્પન્ન થાયછે અને તે સર્વમાં આત્મા તો એક પરિપૂર્ણ અને સનાતન છે, તો ત્યાં પત્ની કોણ, પતિ કોણ અને બધાં સહોદર તે પણ કોણ છે? જેમ ઘણાં ઘરની એક ઓળ બાંધી હોય તેમાં આગ લાગે, ત્યારે તે બળી જવાથી તેમાં વ્યાપી રહેલા આકાશને કાંઇપણ નુકશાન પહોચતું નથી, તેમ દેહોનો નાશ થવાથી આત્મા, જે બધા દેહોમાં પરિપૂર્ણ અને અનાદિ છે તે કાંઇ નાશ પામતો નથી. મારનારો જો એમ જાણે કે હું મારૂંછું, અને મરનારો જો એમ જાણે કે હું મરૂંછું, તો તે બન્નેય સમજતા નથી; આત્મા તો મારતોય નથી કે મરાતો પણ નથી. એટલા માટે હે રાજન્, બહુ દુઃખ ધરીને ખેદ પામવાનું શું કારણ છે? આપ પોતાના સ્વરૂપને ઓળખી દુઃખ તજીને સુખી થાઓ. **રામ કહેછે,**—હે મુનિ, દુઃખ જો દેહને નથી કે પરમાત્માને પણ નથી, તો સીતાનો વિયોગરૂપ અગ્નિ મને બાળીને ભસ્મ શા કારણથી કરે છે? હે મુનિ શ્રેષ્ઠ, જે બાબત હમેશાં અનુભવમાં આવેછે, તે વાત નથી એમ તમે કહોછો, તો તે ઉપર વિશ્વાસ કેમ આવે? હે મુનિસત્તમ, જેથી પ્રાણી પરિતાપ પામે છે એવો સુખ કે દુઃખનો ભોગવનારો કોઇ શું નથી? તે મને કહો. **અગસ્તિ કહેછે;**—શ્રી શંકરની માયા સમજાવવી મહા કઠણ છે; તે માયામાં આખું જગત મોહ પામી ગયું છે. એ માયા તે શંકર પરમાત્માની પ્રકૃતિ જાણવી અને એ માયાના અધિષ્ઠાતા તે શ્રી શંકર જાણવા. તે શંભુનાં અવયવ-

રૂપોએ કરીને આખું જગત્ વ્યાપ્ત થયેલું છે ને મહેશ્વર સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંત, સર્વવ્યાપ્ત અને આત્મરૂપછે. જીવ લોકમાં પ્રાણીમાત્રના હૃદયમાં તેનોજ અંશ રહેલો છે. લાકડાંના યોગથી અગ્નિમાંથી જેમ તણખા ઉડેછે તે પ્રમાણે અનાદિ કાળના કર્મથી બંધાયલા જીવ મહેશ્વરના અંશરૂપ છે. અનાદિ કાળની વાસનાથી તે યુક્ત છે અને તેમને 'ક્ષેત્રજ્ઞ' કરીને કહે છે. મન, બુદ્ધિ, ચિત્ અને અહંકાર એ ચારના સમુદાયને 'અંતઃકરણ' કરીને કહે છે, તેમાં તે અંશભૂત જીવોનાં પ્રતિબિંબ પડેલાં છે. એ પ્રતિબિંબો તે જીવ કહેવાય છે અને કર્મફળના ભોગવનારા તેઓજ છે; વિષય સંબંધી સુખ કે દુઃખ આ ભોગસ્થાનરૂપ દેહમાં રહીને તેઓજ ભોગવે છે. એ ભોગસ્થાન દેહ સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનો છે. તેમાં ગુલ્મ (ભોથાં), વેલા વગેરે નાના સ્થાવર દેહ સમજવા. અને અંડજ (ઇંડાંમાંથી ઉપજનાર), સ્વેદજ (પરસેવાથી ઉત્પન્ન થનાર), ઉદ્ભિજ એ જંગમ દેહ સમજવા. કેટલાક જીવો પોતાનાં કર્મ અને વાસનાઓ પ્રમાણે દેહ ધારણ કરવાને દેહધારીઓની યોનીને પામે છે અને કેટલાક વૃક્ષાદિક સ્થાવર દેહોને પામે છે. જીવ પરમ જ્યોતિ સ્વરૂપ અને નિર્લેપ છતાં પણ શ્રી શંકરની માયાથી મોહપામીને 'હું સુખીછું; હું દુખીછું' એમ અભિમાન ધારણ કરે છે. અભિમાન પ્રકટ્યું એટલે કામ, ક્રોધ, લોભ, મદ, માત્સર્ય અને મોહ એ છ શત્રુઓ અહંકારમાં રહેલા છે તે એને વળગે છે એમ જાણવું. એ જીવને સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં વિષયોનું જ્ઞાન હોય છે, પણ સુષુપ્તિમાં તે ન હોવાથી જીવ શંકરપણાને પામીને રહે છે. એજ જીવ માયાના સ્પર્શથી સુખ દુઃખનું કારણ થઇ પડે છે; અને છીપમાં રૂપાની પેઠે માયાવડે શંકરમાં તેને જગત્ દેખાય છે. માટે એવા વિવેકયુક્ત જ્ઞાનથી વિચારતાં કોઇ પણ દુઃખી છેજ નહિં, માટે તમે દુઃખ માની લેશો નહિં; મિથ્યા શું કરવા પરિતાપ પામો છો! **શ્રી રામ કહે છે,**- હે મુનિ, તમે મારા આગળ જે કહ્યું તે બધું સત્ય છે તથાપિ પ્રારબ્ધ કર્મથી બંધાયલું જોરાવર અદ્રષ્ટ મને છોડતુ નથી. જેમ કોઇ અવિદ્યા રહિત (જ્ઞાની) બ્રાહ્મણને પણ મદ્ય ગાંડો કરી શકે છે,, તે પ્ર-

માણે નિત્યનિત્ય વિવેકવાળાને પણ પ્રારબ્ધથી ઉપજેલા ભોગ છો-ડતા નથી. માટે ઘણું કહેવાથી શું? પ્રારબ્ધ થીજ મુખ્ય જેનું કારણ ભૂત છે એવો કામ અને તેવોજ અહંકાર પણ મને રાત દહાડો નડે છે. એવી રીતે અત્યંત પીડા પામેલો જીવ આ સ્થૂલ દેહને છોડવા તત્પર થયો છે, માટે હે વિપ્ર, મારો પ્રાણ બચે એવો કોઇ ઉપાય મારે અર્થે તમે કરો.

अत्यन्तपीडितोजीवः स्थूलदेहं विमुंचति ।

तस्माज्जीवाप्तयेमह्यमुपाय : क्रियतांद्विज ॥ ४३ ॥

॥ इति श्री पद्मपुराणे उपरीभागे शिवगीतासू० ब्र० यो० शिवराघव संवादे वैराग्योपदेशोनाम गुर्जरभाषान्तरे द्वितीयोध्यायः ॥ २ ॥

---

# अध्याय ३ जो.

अगस्त्युवाच ॥ नमृह्यातिवचः पथ्यंकामक्रोधादिपीडितः ।

हितंनरोचतेतस्यमुमूर्षोरिवभेषजम् ॥ १ ॥

**અગસ્તિ કહે છે,**—કામ, ક્રોધ આદિક વિકારોથી પીડાયલો મનુષ્ય હિતકારક વચન માનતો નથી. જેનો કાળ ખૂટયો હોય તેને જેમ ઔાષધ ભાવતું નથી, તેમ તેને હિતકારી વચન પસંદ પડતાં નથી. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રાજન્, માયાવીદૈત્ય સીતાને સમુદ્ર વચ્ચે લેઇ ગયો છે, તે તમારી પાસે શી રીતે આવી શકશે? માંકડાંના ટોળાંની પેઠે જેણે બધા દેવોને પોતાને બારણે બાંધી રાખ્યા છે અને દેવની સ્ત્રીઓ જેની પછવાડે ચમર લેઇને ઉભી રહે છે; તેમજ શંકરે આપેલા વરદાનથી ગર્વ પામીને જે સમગ્ર ત્રણ લોકનું રાજ્ય કરે છે, તેને નિષ્કંટક જીતવો તમારાથી કેવી રીતે બનશે? શંકરના વરદાનથી ઉદ્ધત થયેલો ઇંદ્રજિત્ નામે તેનો પુત્ર છે તેના આગળ સંગ્રામ કરતાં દેવતાઓ બહુવાર હારીને નાશી ગયા છે. કુંભકર્ણ નામે તેનો એક ભાઇ છે, તે પણ દેવતાઓનો નાશ કરનારો છે; બીજો દિવ્ય અસ્ત્રોને

જાણુનારો વિભીષણુ ચિરંજીવી છે. દેવ અને દાનવ ન જીતી શકે એવો લંકાગઢ નામે તેનો કિલ્લો છે; અને રથ, હાથી, ઘોડા અને પદાતિ એવા ચાર અંગવાળું તેનું લશ્કર કોટિ સંખ્યાનું છે. હે રાજપુત્ર, તમે એકલા તેને શી રીતે જીતશો? જેમ બાળક ચંદ્રમાને હાથમાં ઝાલવાની ઇચ્છા કરે છે, તેમ તમે પણ કામથી મોહિત બની જઇ તેને જીતવાની ઇચ્છા રાખો છો. **શ્રી રામ કહેછે,**–હે મુનિવર્ય, હુ ક્ષત્રિય છું; અને મારી સ્ત્રીને રાક્ષસ હરી ગયો. જો–હું તેને જલદી ન મારૂં, તો પછી મારે જીવીને શું કરવું છે? માટે તમારા તત્વજ્ઞાનનું મારે કાંઇ કામ નથી; કામ અને ક્રોધ વગેરે આ મનોવિકારો મારા શરિરને બાળી નાખે છે. મારી સ્ત્રીને શત્રુ લેઇ ગયો અને મારૂં અપમાન કર્યું તેથી આ અહંકાર પણ મારો જીવ લેવા તૈયાર થયો છે. જે માણસને તત્વજ્ઞાનની ઇચ્છા થાય તેને જગત્‌માં અધમ (કાયર) પુરૂષ જાણવો. માટે હે મુનિઓમાં સિંહ જેવા ઋષિ, સમુદ્ર ઓળંગીને સંગ્રામમાં તેને મારવાનો કોઇ ઉપાય કહો; તમારા વિના બીજો કોઇ મારો ગુરૂ નથી. **અગસ્તિ કહેછે,**–એમ જો હોય તો નિર્વિકાર સ્વરૂપ પાર્વતિપતિ શ્રી શંકરને શરણે જાઓ, એ ભગવાન્ જો પ્રસન્ન થાય તો મનમાં ધારેલા મનોરથ પૂર્ણ કરશે. જે દૈત્યને દેવતાઓ, વિષ્ણુ કે બ્રહ્મા પણ જીતી શકે એમ નથી તે શ્રી શંકરની કૃપા વિના તમારાથી કેમ મરે? એટલા માટે હું વિરજામાર્ગનો આશ્રય કરીને તમને દીક્ષા આપીશ, તે માર્ગથી તમે મનુષ્યપણું તજીને તેજોમય થાઓ. એ દીક્ષા એવીછે કે જેથી તમે રણસંગ્રામમાં શત્રૂને જીતીને સર્વ અભિલષિત પામશો, અને ભૂમંડળમાં રાજ્ય ભોગવીને અંતે શિવને વિષે સાયુજ્ય મુક્તિ પામશો. **સૂત કહેછે,**–હવે મુનિસત્તમ અગસ્તિને રામે દંડવત્ નમસ્કાર કર્યો અને દુઃખથી મુક્ત થઇ અંતરમાં આનંદ પામી બોલ્યા. **શ્રીરામ કહેછે**-હે મુનિ હું કૃતાર્થ થયો કેમકે મારો અભીષ્ટ અર્થ મને પ્રાપ્ત થયો છે. જેણે સમુદ્રપાન કર્યું છે એવા તમો મને પ્રસન્ન થયા છો, તો મારે હવે દુર્લભ શું છે? માટે હે મુનિવર્ય, વિરજાદિક્ષા તમો મને આપો. **અગસ્ત્ય બોલ્યા,**–શુકલપક્ષની

ચતુર્દશી અથવા વિશેષે કરીને અષ્ટમી અથવા એકાદશીને સોમવાર કે આર્દ્રા નક્ષત્ર હોય ત્યારે આ દીક્ષા લેવાનો આરંભ કરવો. જેને વાયુ, રૂદ્ર, અગ્નિ, અને પર થકી પર પરમેશ્વર કહે છે તે પરાત્પર શિવ- જે બ્રહ્મા, વિષ્ણુ, અગ્નિ, વાયુ, એ સર્વના ઉત્પન્ન કરનારા છે તે સદાશિવનું ધ્યાન કરવુ, અને અગ્નિવડે ગૃહ્યાગ્નિનું શોધન કરવુ. પછી જૂદાં જૂદાં પંચભુતોને નિયમમાં રાખીને તેના ગુણના વિધી પ્રમાણે ક્રમે તેનું ધ્યાન કરવું. પછી પાંચ માત્રા, ચાર માત્રા, ત્રણ માત્રા, બે માત્રા, તેથી પર એક માત્રા અને પછી માત્રા રહિત દ્વાદશ માત્રાના અંત સુધી રહેલા (શિવ) નું પૃથ્વીપર સ્થાપન કરીને અમૃત અમર (મંત્રાદિકે કરીને) થઇને પાશુપત વ્રત આચરવું. આ પાશુપત વ્રત હું કરીશ એમ ટુંકામાં સવારમાંજ સંકલ્પ કરીને પોતાની શાખાના મન્ત્રોએ કરી અગ્નિનું સ્થાપન કરવું. અને પછી નિરાહાર રહીને સ્નાન કરીને પવિત્ર થઇને ધોળાં વસ્ત્ર, ધોળું યજ્ઞોપવીત, ધોળાં પુષ્પના હાર, ધોળું ચંદન ધારણ કરીને તે અગ્નિમાં એકાગ્ર ચિત્તે પ્રથમ પ્રાણ, અપાન આદિક વિરજા મંત્રોથી અનુવાક પુરા થતાં લગી સમીધ, ઘી અને ચરૂ (ભાત) જૂદાં જૂદાં હોમવાં. પછી 'याते अग्न' એ મંત્રથી આત્માને વિષે અગ્નિનું આરોપણ કરીને ભસ્મ હાથમાં લેવી. અને 'अग्नि' ઇત્યાદિ મંત્રથી તેને પાણીમાં ચોળીને પોતાને અંગે લગાડવી. જ્ઞાતા પુરૂષે ભસ્મથી ઢંકાયલા રહેવુ. એથી મહાપાતકથી ઉપજેલાં પાપથી મનુષ્ય મુકાય છે એ સાચું કહીએ છીએ; એમાં સંશય રાખવો નહિં. કેમકે અગ્નિનું વીર્ય ભસ્મ છે, માટે એ ભસ્મથી જે યુક્ત હોય તેને વીર્યવાન્ જાણવો. ભસ્મ સ્નાનમાં પ્રીતિવાળો, ભસ્મમાં શયન કરનારો અને જિતેંદ્રિય જે બ્રાહ્મણ હોય તે બધા પાપથી નિર્મુક્ત થઇને શિવને વિષે સાયુજ્ય મુક્તિ પામે છે. હે મહાભાગ, એ રીતે શિવનામ સહસ્રનો તમે જપ કરો; તે હું તમને કહુંછું; એથી તમારા બધાય મનોરથ સિદ્ધ થશે. **સૂત કહેછે**,–એમ કહીને અગસ્ત્ય મુનિએ રામને જેથી શિવનું પ્રત્યક્ષ દર્શન થાય એવું વેદસાર નામે શિવનામ સહસ્ર આપ્યું અને કહ્યું કે હે રામ, તમે રાત્રિ દિવસ એનો જપ કરો.

એનાથી ભગવાન્ પશુપતિ પ્રસન્ન થઈને તમને મહા પાશુપત અસ્ત્ર આપશે તેવડે તમે શત્રુને મારીને પોતાની પ્રિયાને મેળવી શકશો. એજ અસ્ત્રના પ્રભાવથી તમે સમુદ્રને શોષી શકશો. ભગવાન્ પાર્વતી-પતિનું જગતનો સંહાર કરતી વેળાનું એ અસ્ત્ર છે. એ અસ્ત્ર મળ્યા વિના તમારે દાનવો ઉપર જય મેળવવો મહા કઠણ છે, માટે એજ અસ્ત્ર પ્રાપ્ત કરવાને શંકરને શરણે જાઓ.

तदलाभेदानवानां जयस्तवसुदुर्लभः ।
तस्माल्लब्धुं तदेवास्त्रं शरणंयाहिशंकरम् ॥ ३९ ॥

॥ इति श्रीपद्म० शिव० ब्रह्म० योग० शिवराघ० विरजदीक्षानिरूपणं नामगुर्जरभाषान्तरे तृतीयोध्यायः ॥ ३ ॥

---

# अध्याय ४ थो.

सुतउ० ॥ एवमुक्त्वामुनिश्रेष्ठे गते तस्मिन्निजाश्रमम् ।
अथरामगिरौरामस्तस्मिन्गोदावरीतटे ॥ १ ॥

**સૂત કહેછે,**—એ પ્રમાણે કહીને તે મુનિ શ્રેષ્ઠ પોતાના આશ્રમમાં ગયા પછી ગોદાવરીના કિનારાપર રામગિરિમાં રામે શિવલીંગનું સ્થાપન કરીને પોતાનું સર્વ અંગ ભસ્મ વડે અલંકૃત કર્યું. તથા રૂદ્રાક્ષનાં ઘરેણાંથી યુક્ત કર્યું. પવિત્ર એવાં ગોદાવરીનાં જળનો અભિષેક કરીને વનમાં ઉત્પન્ન થયેલાં ફુલ તથા વનફળવડે શિવનું પૂજન કર્યું. ભસ્મથી પોતાનું શરીર ઢાંકી દીધું, ભસ્મમાં શયન કરવા માંડ્યું તથા વ્યાઘ્ર-ચર્મ ઉપર બેશી તે એક શિવમાં વૃત્તિ એકાગ્ર કરીને રાત્રિ દિવસ શિવનામ—સહસ્રનો જપ કરવા માંડ્યો. એક માસ ફલાહાર કરીને કાઢ્યો; એક માસ ભાજીપાલો ખાઈ નિર્વાહ કર્યો; એક માસ જળપાન કરીને તથા એક માસ પવન ભક્ષ કરીને રહ્યા. શમ તથા દમ ગુણયુક્ત થઈને અને મનમાં આનંદ પામીને,—પોતાના હૃદય-રૂપ કમળમાં વિરાજેલા, અર્ધા અંગપર પાર્વતીને જેણે ધારણ કર્યાં છે,

ચાર હાથ તથા ત્રણ નેત્ર જેને છે, વિજળીના સરખી પિંગટ વર્ણની જટાને ધારણ કરનારા, કોટિ સૂર્યના જેવા પ્રકાશમાન અને કોટિ ચંદ્રના જેવી શીતળતાવાળા, સર્વે અલંકારથી સંયુકત, નાગનું યજ્ઞોપવીત જેણે ધારણ કર્યું છે તથા વાઘના ચર્મનું વસ્ત્ર જેણે પેહેર્યું છે, વરદાન અને અભયદાનને જાણે હાથમાં ધરી રહ્યા હોય એવા, વાઘના ચર્મનો ખેસ જેણે ખભે નાખ્યો છે, દેવ અને દૈત્ય જેને નમસ્કાર કરી રહ્યા છે, પાંચ જેને મુખ છે, માથાપર ચંદ્રમા મુગટની પેઠે આવી રહ્યો છે હાથમાં ત્રિશૂળ અને ડમરૂ ઝાલ્યાં છે એવા નિત્ય, અખંડ, શુદ્ધ, નિશ્ચળ, અક્ષર, અને નિર્વિકાર મહેશ્વરનું ધ્યાન કરવા માંડયું. એ પ્રમાણે નિત્ય જપતાં જપતાં ચાર માસ વીતી ગયા. પછી જાણે પ્રલય કાળના મેઘની ગર્જના થતી હોય તેવો ભયંકર અને સમુદ્ર–મથન કાળે મંદરાચળ પર્વતનો શબ્દ થતો હોય તેવો મોટો નાદ થયો. જાણે શંકરના બાણાગ્નિથી સળગીને નાશ પામતા ત્રિપુરાસુરનાં નગરોનો શબ્દ હોયના તેવો નાદ સાંભળીને મનમાં ભ્રાંતી પામીને રામ જેવા હૃદય કમળમાં જુએ છે, તેવુંજ હે દ્વિજો, રામના આગળ કોઇ મોટું તેજ પ્રકટ થયું. આ તેજથી સંભ્રાંત થઇને તેને દશે દિશા સૂઝવા ન લાગી. હે દ્વિજવર્યો, તેજથી આંખો અંજાઇ જવાથી તે રાજપુત્ર તત્કાળ મૂઢ બની ગયો, પણ પછી મનમાં વિચાર કરીને એમ તર્ક કર્યો કે એ દૈત્યોની માયા હશે. તેથી આ મહાપરાક્રમી રામચંદ્રે ઉઠીને પોતાના ધનુષ્યને પણછ ચઢાવી અને મંત્ર યુકત દિવ્યાસ્ત્રોથી અને તીક્ષ્ણ બાણોથી તે તેજને વીંધવા માંડયું. આગ્નેય, વારૂણ, સૌમ્ય, મોહન, સૌર, પાર્વતી, વિષ્ણુચક્ર, મહાચક્ર, કાળચક્ર, વૈષ્ણવ, રૌદ્ર, પાશુપત, બ્રાહ્મ, કૌબેર, વજ્ર, વારવાસ્ત્ર, ભાર્ગવ, એવાં ઘણાંક અસ્ત્ર રામે એક પછી એક એમ મૂકયાં, પણ જેમ સમુદ્રમાં મોટા મેઘમાંથી પડેલા કરા ઓગળી જાય તેમ તે રાજાનાં બધાંય અસ્ત્ર તે મોટા તેજમાં લીન થઇ ગયાં. પછી એક ક્ષણમાં રામના હાથમાંથી ધનુષ્ય સળગી ઉઠયું અને નીચે પડયું તથા તેજ પ્રમાણે ભાથો, અંગુલીઓનું રક્ષણ કરનારી અંગુઠીઓ, અને ગોધિકા પણ રાજાના હાથમાંથી નીચે પડયાં. આ જોઇને લક્ષ્મણ

ભય પામ્યો અને મૂર્છા ખાઈને પૃથ્વીપર પડ્યો. આવું થયું ત્યારે રામ નિરૂપાય થયા અને પૃથ્વીપર ઘૂંટણ ટેકાવીને બેઠા; તથા ભયભિત થઈને આંખો મીચી અને શંકરને શરણે ગયા. મોઢેથી ઉંચે સ્વરે શિવનાં સહસ્રનામ બોલવા લાગ્યા અને ફરીફરીને પૃથ્વી ઉપર શિવને દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા. એવામાં ફરીને પણ જાણે દશે દિશાઓને ગળી જતો હોય તેવો પેહેલાંની પેઠે શબ્દ થયો, તેથી પૃથ્વી ચલાયમાન થઈ અને બીક લાગે એવી રીતે પર્વતો કંપવા લાગ્યા. પછી એક પળમાં ચંદ્રના જેવું શીતળ તેજ પ્રકટ થયું. રામ આંખ ઉઘાડીને જોવા જાુએછે, તેવોજ સર્વ અલંકાર યુક્ત શિવનો વૃષભ નજરે પડ્યો. અમૃતા (દૂધ) વલોવવાથી ઉપજેલો માંખણનો ગોળો હોય તેવો શ્વેત અને કોમળ, સોનાની શીંગોટીવાળાં મરકત મણીની કાંતિ જેવાં બે શીંગડાં વાળો, નીલમણીના જેવાં ચકચકતાં બે નેત્રવાળો, ગળા આગળની ટૂંકી કામળથી શોભાયમાન, રત્નના પલાણથી સંયુક્ત, ધોળાં ચમર જેનાપર બાંધેલાં, ઘંટડીઓ અને ઘુઘરમાળથી દશે દિશાઓ પૂરી નાખતા વૃષભ ઉપર નિર્મળ સ્ફાટિક મણીના સરખી દેહવાળા, કોટિ. સૂર્યના જેવા તેજસ્વી અને કોટિ ચંદ્ર જેવા શીતળ, વાઘચર્મનું વસ્ત્ર જેણે પેહેરેલું, નાગનું યજ્ઞોપવીત જેણે ધારણ કરેલું, સર્વ અલંકાર સંયુક્ત, વિજળીના સરખી પિંગટ વર્ણની જટા ધારણ કરેલી, કંઠને વિષે કાળો જેને ડાઘ છે, વ્યાઘ્રચર્મનો ખેસ ઓઢેલો, મસ્તક ઉપર ચંદ્રમાં જેણે ધારણ કર્યો છે, નાના પ્રકારના આયુધવડે શોભતા જેને દશ હાથ છે, ત્રણ જેને નેત્ર છે, જુવાન જેની અવસ્થા છે એવા સચ્ચિદાનંદ રૂપ દેહને ધારણ કરનાર શ્રીશંકરને બેઠેલા જોયા. તેજ વૃષભ ઉપર સુખરૂપ બેઠેલાં, પૂર્ણચંદ્ર સરખા મુખવાળાં કાળાં કમળની માળા સમાન કાંન્તિવાળાં, ચળકારા મારી રહેલા મરકત મણીના સરખાં તેજસ્વી, જાણે તારાઓથી યુક્ત રાત્રિ હોયના, તેમ મોતીનાં ઘરેણાંથી અલંકૃત. વિંધ્યાચળ પર્વતનાં શિખરના જેવા ઉન્નત સ્તનના ભાર ને ધારણ કરવાથી આળસયુક્ત, જેનો મધ્ય ભાગ (કમર) એટલો સૂક્ષ્મ છે કે 'તે છે કે નથી' એમ જોનારને સંશય

ણાય એવો મધ્ય ભાગરૂપ આકાશવાળાં, દિવ્ય ભૂષણથી સંયુક્ત, દિવ્ય સુગંધી જેણે શરીરે ચોપડી છે એવાં, દિવ્ય હાર અને દિવ્ય વસ્ત્ર જેણે પેહેરલાં છે, કાળા કમળ સરખાં જેનાં નેત્ર છે, માથા ઉપર જેને કેશપાશ શોભે છે, તાંબૂલ ચાવવાથી જેનું મુખ શોભાયમાનછે, શંકરના આલિંગનથી ઉપજેલા રોમાંચથી જેનો દેહ શોભે છે, સત્-ચિત્-આનંદરૂપથી યુક્ત, જાણે સુંદરતાનું તત્વ કાઢીને એકત્ર કર્યું હોય તેવાં જગતનાં માતા અંબિકાને રામચંદ્રજીએ દીઠાં. શંકરના વૃષભની આસપાસ પોત પોતાના વાહન પર બેઠેલા અને હાથમાં નાના પ્રકારનાં આયુધ જેમણે ઝાલેલાં, બ્રહ્મપથંતરાદિક સામવેદના મંત્રોનું ગાન કરતા તથા પોત પોતાની સ્ત્રિયો સહિત દિકપાળોને રામચંદ્રે જોયા. વળી ગરૂડ ઉપર બેઠેલા, શંખ, ચક્ર અને ગદાને ધારણ કરતા, સંવર્તક મેઘના સરખી શ્યામ કાંતિવાળા, વિજળીના સરખી કાંતિવાળી લક્ષ્મી સાહિત જનાર્દન એકાગ્ર ચિત્તે રૂદ્રાધ્યાયનો પાઠ ભણતા શંકરની આગળ ચાલતા રામે જોયા. પછવાડે હંસ ઉપર સરસ્વતિ સહિત બેઠેલા લાંબી મુછો વાળા જટાધારી બ્રહ્માને પોતાનાં ચારમુખે કરીને ચારવેદનાં રૂદ્ર સૂક્તથી મહેશ્વરની સ્તુતિ કરતા જોયા. વળી અથર્વશિરસ વડે શંકરની સ્તુતિ કરતા મુનિ મંડળને, શ્વેતાશ્વતરના મંત્રવડે ગિરિજાપતિની સ્તુતિ કરતા, ગંગા આદિક નદીઓ સહિત શ્યામ વર્ણના સમુદ્ર દેવને, કૈવલ્ય ઉપનિષત્‌નો પાઠ કરતા અને મણિ તથા રત્નથી અલંકૃત કૈલાસ પર્વત જેવા શેષનાગ આદિક નાગદેવોને, રામે જોયા. હાથમાં સોનાની છડી લેઇને નંદી આગળ ઉભો રહ્યો છે; દક્ષિણ દિશાએ મૂષક વાહનપર બેઠેલા પર્વત સરખા ગણપતિ છે; ઉત્તરપાસે મયૂર વાહન ઉપર બેઠેલા કાર્તિકેય છે; પાસવાં પર ભયાનક આકૃતિના મહાકાળ અને ચંડેશ નામે ગણ છે; બળતા દાવાનળ સરખો કાળાગ્નિ રૂદ્ર નામે ગણ દૂર ઉભો છે; તેમજ ત્રણ પગનો વાંકી ચૂકી આકૃતિવાળો નાચતો ભૃંગીરિટી અને બીજા તરેહ તરેહવાર મુખાકૃતિઆવાળા કરોડો ગણના અધિપતિઓ; એ સર્વ રામે જોયું. ચારેપાસે ભાત ભાતનાં વાહન પર બેઠેલી જોગણીઓનો સમુદાય; પંચાક્ષર મંત્રનો જપ કરવામાં આસક્ત થયેલા સિદ્ધ વિદ્યાધર આદિક, દિવ્ય એવાં રૂદ્ર ગીત ગાતાં કિ

ભરનાં ટોળાં; ત્ર્યંબક મંત્રનો જપ કરતો બ્રાહ્મણનો સમૂહ; આકાશમાં વિણા લેઈને ગાયન કરતા તથા નૃત્ય કરતા નારદ; નાટયની રીતિ પ્રમાણે નૃત્ય કરતી રંભાદિક અપ્સરાઓનો સમુદાય; ગાયન કરતા ચિત્રરથ આદિક ગંધર્વનુ ટોળું; કપાલ અને કંબલ ગીતનું ગાન કરતા તથા શંકરને કાને કુંડળરૂપ શોભતા કંબલ અને અશ્વતર નાગ, એ પ્રમાણે દેવોની સભા જોઇને રામચંદ્ર કૃતાર્થ થયા. અને હર્ષથી ગદ્ગદ્ વાણીથી દિવ્ય એવા શિવનામ સહસ્રવડે શ્રી મહાદેવની સ્તુતિ કરીને ફરી ફરીને પ્રણામ કરવા લાગ્યા.

हर्षगद्गदयावाचास्तुवन्देवंमहेश्वरम् ॥
दिव्यनाम सहस्रेण प्रणनाम पुनः पुनः ॥ ५२ ॥

॥ इति श्री पद्मपुराणे उ० शिवगी० ब्रह्म० योग्य० शिवराघव० शिव पादुर्मावाख्यो गुर्जरभाषान्तरे चतुर्थो ध्यायः ॥ ४ ॥

# अध्याय ५ मो.

सूतउ० ॥ अथप्रादुरभूत्तत्र हिरण्मयरथोमहान् ॥
अनेकदिव्यरत्नांशुकिर्मीरितदिगंतरः ॥ १ ॥

**સૂત કહેછે,**–પછી ત્યાં એક મોટો સુવર્ણનો રથ પ્રકટ થયો. તેમાં જડેલાં અનેક દિવ્ય રત્નોનાં કિરણથી દિશાઓનાં અંતર તેણે પ્રકાશમાન કરી મુકયાં હતાં. પાસે થયેલા નવા કાદવથી તેનાં મોટાં ચાર પૈડાં ચોપડાયલાં હતાં. તેમાં મોતીનાં તોરણ બાંધ્યાં હતાં અને સેંકડો ધોળાં છત્રથી તે વીંટાયલો હતો. શુદ્ધ સોનાની લગામવાળા ઘોડાઓ તેને જોડેલા હતા. મોતીના સમુદાયથી શોભતી વૃષના ચિન્હયુકત દિવ્ય ધજા તેની ઉપર ફરકતી હતી. તે કળસથકી યુકત અને છત્રપલંગ થકી શોભાયમાન હતો. પારીજાતના વૃક્ષ ઉપર થયેલાં પુષ્પની માળાઓથી શણગારેલો, મૃગની નાભીથી ઉપજેલી કસ્તુરીના મદથી લેપાયમાન,

તેમાં થતા કપુર અને અગર ચંદનના ધૂપના વાસથી ભમરાઓને જે-
ણે ખેંચી આણ્યા છે એવો, સંહાર કાળના મેઘના સરખો ગરગડાટ
કરનારો, નાનાપ્રકારનાં વાજાંથી યુક્ત, તથા વિણા અને વાંસળી વ-
ગેરેના નાદમાં આસક્ત કિન્નરીઓના સમુદાયથી ભરાયલો હતો. આવો
ઉત્તમ રથ જોઇને શ્રીશંકર વૃષ ઉપરથી ઉતરીને અંબિકા સહિત તે
છત્રપલંગમાં પેઠા. ત્યાં દેવતાની સ્ત્રીઓએ કરેલાં નીરાજન, ધોળા
ચમર ઢાળવા તથા દિવ્ય વિંજણાઓથી વાયુ નાખવાવડે મહાદેવ
આનંદ પામ્યા. તે સમયે ખણખણતાં કંકણના શબ્દોથી, સુંદર મં-
જીરના અવાજથી, વિણા તથા વાંસળીના નાદથી, પોપટ અને મયૂરના
શબ્દથી અને ધોળાં કબૂતરના બોલવાથી ત્રણ લોક ભરપૂર થઇ ગયાં.
શંકરના અલંકાર નાગની પસારેલી ફણાઓ જોવાથી મયૂર નૃત્ય
કરવા લાગ્યા. તથા પોતાનાં પીંછાંના કરોડો ચાંલ્લા બતાવવા લાગ્યા.
પછી પ્રણામ કરતા રામને શંકરે ઉઠાડીને દિવ્ય રથમાં આણ્યા,
અને અંતરમાં અત્યંત આનંદ પામીને કમંડલુના નિર્મળ જળ વડે
સંભાળથી પોતે આચમન કરીને અને રામને પણ આચમન કરાવીને
તેને પોતાની પાસે લાવી ખોળામાં બેસાડયા. તે પછી તેને દિવ્ય ધ-
નુષ્ય અને અક્ષય્ય ભાથો આપ્યો. અને મહા પાશુપત નામે દિવ્ય
અસ્ત્ર પણ આપ્યું. પછી ચંદ્રમૌલિ શંકરે આદર સહિત રામને કહ્યું
કે હે રાજન્, આ જગત્‌ને નાશ કરનારૂં મહા ઉગ્ર અને ભયાનક અ-
સ્ત્ર છે; માટે હે રામ, જેવા તેવા સંગ્રામ આદિકમાં એનો પ્રયોગ કરવો
નહિ. ત્રણ લોકમાં એનો પ્રતિઘાત કરનારૂં બીજું કોઇ અસ્ત્ર નથી;
માટે હે રામ, પ્રાણ જવાનો પ્રસંગ આવે ત્યારેજ એની યોજના કર-
વી. જો બીજે પ્રસંગે એનો પ્રયોગ કર્યો હોય તો જગત્‌નો નાશ કરના-
રૂં એ થઇ પડે છે. પછી દેવોમાં શ્રેષ્ઠ એવા લોકપાળને બોલાવીને પ-
રમ પ્રીતિ સહિત શંકર બોલ્યા કે તમે સર્વે પોત પોતાનાં અસ્ત્ર આ-
પો; આ રામચંદ્ર તે અસ્ત્રોએ કરી રાવણને મારશે. તેને મેં એવું
વરદાન આપેલું છે કે "દેવતાઓ તને મારી શકશે નહિ" માટે તમે
સર્વે યુદ્ધમાં પરાક્રમી છો, તેથી વાનર થઇને એની સહાય કરો; તેથી

તમે સ્વસ્થતા પામશો. તેમની આજ્ઞા માથે ચઢાવીને દેવતાઓએ હાથ જોડી શંકરને ચરણે નમસ્કાર કરીને પોત પોતાનાં અસ્ત્રો આનંદથી રામને આપ્યાં. દૈત્યના શત્રુ વિષ્ણુએ નારાયણાસ્ત્ર, ઈંદ્રે ઐંદ્રાસ્ત્ર, બ્રહ્માએ બ્રહ્મદંડાસ્ત્ર, અગ્નિએ અગ્નિયાસ્ત્ર, યમે યામ્યાસ્ત્ર અને રાક્ષસાધિપતિએ મોહાસ્ત્ર આપ્યું. વરૂણે વરૂણાસ્ત્ર, વાયુએ વાયવ્યાસ્ત્ર, કુબેરે કૌબેરાસ્ત્ર, અને રૂદ્રે રૌદ્રાસ્ત્ર આપ્યું. સૂર્યે સૌરાસ્ત્ર, ચંદ્રમાએ સૌમ્યાસ્ત્ર, વિશ્વદેવાએ પાર્વતાસ્ત્ર, અને વસુઓએ વાસવાસ્ત્ર આપ્યું. પછી દશરથના પુત્ર રામે સંતોષ પામીને મહાદેવને નમસ્કાર કરીને હાથ જોડી નમ્ર થઇને ભકિત સહિત વિનતી કરી. **રામ કહે છે,**—હે ભગવન્, ક્ષારસમુદ્ર મનુષ્યથી ઉલ્લંઘન થાય એવો નથી; અને દેવ તથા દાનવથી ન જીતાય એવો લંકાગઢ તેમાં છે. ત્યાં અનેક કોટિ રાક્ષસો વસે છે, તે સર્વે મહા બળવાન, સ્વાધ્યાયમાં આસકત, શિવના ભકત, જીતેંદ્રિય, અનેક પ્રકારની માયા વડે યુકત, બુદ્ધિમાન અને અગ્નિમાં હોમ કરનારા છે.તેમને હું તથા મારો ભાઇ, એકલા એ જણેજ યુદ્ધમાં શી રીતે જીતવા? **શ્રી મહાદેવ કહે છે,**—હે રામ, રાવણનો વધ કરવામાં અને રાક્ષસોને મારવામાં તારે વિચારજ કરવો નહિ; તેમને મારવાનો આ કાળ પ્રાપ્તજ થયો છે. હે સુવ્રત, તેઓ દેવ અને બ્રાહ્મણને પીડા કરવારૂપ અધર્મમાં પ્રવૃત્ત થયા છે, માટે તેમનું આયુષ્ય અને લક્ષ્મી પણ ક્ષય પામી છે. ક્ષત્રિયની સ્ત્રીની કામનામાં આસકત રાવણને તું હણીશ; પાપની પ્રીતિવાળો શત્રુ રણભૂમિમાં મારવો સેહેલ છે. અધર્મમાં આસક્તિવાળો શત્રુ ભાગ્યથીજ પ્રાપ્ત થાય છે. ધર્મશાસ્ત્ર ભણ્યો હોય, નિરંતર વેદ ભણવામાં તત્પર હોય તથાપિ વિનાશ કાળ પાસે આવે ત્યારે તે ધર્મના માર્ગથી ભ્રષ્ટ થાય. જે પાપી સઘળા દેવ, બ્રાહ્મણ અને ઋષિઓને નિરંતર પીડા કરે છે, તેનો નાશ એની મેળેજ પ્રાપ્ત થયો છે. હે રામ, કિષ્કિંધા નગરમાં દેવતાઓના અંશથી ઉત્પન્ન થયેલા દુર્જય અને મહા બળવાન વાનર ઘણાક પ્રકટ થયા છે, તે તારી સહાય કરશે; તેમની સહાયથી તું સમુદ્ર બાંધજે. અનેક પર્વતથી બાંધેલા સેતુ ઉપર થઇને વાનરો લંકામાં

જશે. અને પછી રાવણને તેના ગણ સહિત મારીને તારી પ્રિયાને તું આણજે. જે યુદ્ધમાં શસ્ત્રોથી જય થાય એવું હોય ત્યાં અસ્ત્રો યોજવાં નહિ. અસ્ત્ર રહિત, અલ્પશસ્ત્રવાળા અને નાસતા શત્રુ ઉપર દિવ્ય અસ્ત્રો મૂકતાં પોતેજ નાશ પામે છે. અથવા બહુ કહેવાથી શું? મેંજ જગત ઉત્પન્ન કર્યું છે, હુંજ તેનું સદા પાલન કરૂં છું અને સંહાર પણ તેનો હુંજ કરૂં છું. હે રાજન્ આખા વિશ્વનો અને મૃત્યુનો પણ એક હુંજ મૃત્યુ છું. આ સ્થાવર જંગમ જગત્‌ને હું એકલોજ ગળી જાઊં છું; યુદ્ધમાં દુર્મદ એવા સર્વે રાક્ષસો મારા મુખમાંજ આવ્યા છે; તું નિમિત્ત માત્ર થા, અને સંગ્રામમાં કીર્તિ પામીશ.

ममवक्त्रगताः सर्वेराक्षसायुद्धदुर्मदाः ।

निमित्तमात्रंत्वभूयाः कीर्तिमाप्स्यासिसंगरे ॥ ४१ ॥

इतिश्रीपद्म० शिव० ब्रह्म० योग० शिवरा० रामयवर प्रदानंनाम गुर्जरभाषान्तरे पंचमोध्यायः ॥५ ॥

# अध्याय ६ ठो.

---

श्रीरामउ० ॥ भगवन्तत्रमेचित्रंमहदेतत्प्रजायते ।

शुद्धस्फटिकसंकाशस्त्रिनेत्रश्चंद्रशेखरः ॥ १ ॥

**શ્રીરામ કહેછે,**—હે ભગવન્ અહીં મને એક મોટું આશ્ચર્ય લાગેછે; તે એ કે તમે તો શુદ્ધસ્ફટિકના સરખા ઉજ્વલ, ત્રણ નેત્ર વાળા, મુગટને વિષે ચંદ્રને ધારણ કરનારા, મૂર્તિમંત અવયવાકૃતિ પુરૂષ રૂપે છો અને અંબિકા સહિત આ લોકને વિષે ગણો સાથે રમણ કરો છો. તે તમો આ સ્થિર ચર જગત્ જે પંચભૂતનું બનેલું છે તે રૂપ શીરીતે હોઇ શકો? હે ગિરિજાકાંત, જો તમારી કૃપા મારાપર હોય તો તે મને કહો. **શ્રી ભગવાન કહેછે,**—હે મહાભાગ, દેવતાઓને પણ દુઃખે કરીને જાણવામાં આવે એવો આ પ્રશ્ન તેં ઠીક

કર્યો. હે સુવ્રત, તારી ભકિત અને બ્રહ્મચર્યને લીધે હું તને તે કહીશ, જેના વડે વગર પ્રયાસે સંસાર સમુદ્રની પાર તું જઇશ. જેનાવડે ચૌદ લોક નીર્માણ થયા છે એવાં પંચભુત દેખાય છે તે, સમુદ્રો, નદીઓ, દેવો, રાક્ષસો, રૂષિઓ તથા બીજાં જે કાંઇ સ્થાવર અને જંગમ રૂપ દેખાય છે તે, તેમજ ગંધર્વ, પ્રમથ, નાગ, એ સર્વે મારી વિભુતિ છે. પુર્વે મારૂં રૂપ જોવાની ઇચ્છાવાળા બ્રહ્માદિક દેવ મારા અતિ વ્હાલા પર્વત મંદરાચળ પ્રત્યે ગયા. અને હાથ જોડીને સ્તુતિ કરીને મારા આગળ આવી ઉભા. કૌતુકવડે આકુળ છે ચિત્ત જેમનું એવા તે દેવોને જોઇને મેં બ્રહ્માદિ દેવોનું જ્ઞાન હરણ કરી લીધું. જ્ઞાન હરણ થયું એટલે તે મને પૂછવા લાગ્યા કે તમે કોણ છો? ત્યારે મેં દેવોને કહ્યું કે હુંજ પ્રાચીન છું, હે દેવતાઓ, પૂર્વે હુંજ હતો, વર્તમાન કાળમાં હુંજ છું, અને આ લોકમાં હવે પછી પણ હુંજ રેહેવાનો છું મારા વિના બીજો કોઇ છે નહી. મારાથી કાંઇપણ વ્યતિરિકત નથી; હે સુરેશ્વરો, હું નિત્ય, અનિત્ય, પાપ રહિત, અને વેદોના તત્વ જ્ઞાનનો અધિષ્ઠાતા છું. હું દક્ષિણ, ઉત્તર, પૂર્વ, પશ્ચિમ, નીચે, ઉપર, દિશા, અને વિદિશા છું. હે દેવતાઓ, હું સાવિત્રી, ગાયત્રી, સ્ત્રી, પુરૂષ, અને નપુંસક છું; ત્રિષ્ટુપ્, જગતિ, અનુષ્ટુપ્, પંકિત, અને વેદમય છંદ હું છું; હું સત્ય, સર્વગામી, શાન્ત, ત્રણ અગ્નિરૂપ, પૃથ્વીરૂપ, અને ગુરૂરૂપ છું; હું ગૌરી, ગહ્વર, અંતરિક્ષ, અને જગત્‌નો સર્વ-વ્યાપક અને સર્વ સમર્થ દેવ છું; હું સર્વથી મોટો, દેવમાં શ્રેષ્ઠ, ઉત્તમમાં ઉત્તમ અને જળનો સ્વામી છું, હું આર્ય, ભગવાન અને ઇશ છું; હું તેજરૂપ અને સર્વનો આદિ છું. હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને બ્રહ્મા છું; હું અથર્વણ, મંત્ર અને ઉત્તમ એવો † આંગિરસ છું; ઇતિહાસ, પુરાણ, કલ્પ અને કલ્પવાન પણ હું છું; નારાશંસ્ત ગાથા, ઉપનિષદની વિદ્યા, શ્લોક, સૂત્ર, અનુવ્યાખ્યાન, વ્યાખ્યાન અને સર્વોત્તમ વિદ્યા તે હું છું. યજ્ઞયાગ, હોમેલું, આહુતિ, આપેલું, નહિ આપેલું, આલોક, પરલોક, અક્ષર, એ સર્વ હું છું; સર્વ

† બ્રહસ્પતિ

ભુત માત્ર જે ક્ષર છે તે, દમ, શમં અને આકાશમાં ગતિ કરનાર હું છું; સર્વ વેદમાં જે ગુપ્ત છે તે હું છું; આરણ્ય અને અજન્મા છું; હું પવિત્ર પુષ્કર છું, અને મધ્ય છું. એ વિના વળી હું બાહાર, માંહે, અને આગળ એવો નિર્વિકાર છું; હું તેજ, અંધકાર તન્માત્રઓ અને ઇંદ્રિયો છું; હું બુદ્ધિ, અહંકાર અને વિષયો છું; હું બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ઉમા, સ્કંદ, (કાર્તિકેય) અને ગણપતિ છું; હું ઈંદ્ર, અગ્નિ, યમ, નિઋતિ, વરૂણ અને વાયુદેવ છું; કુબેર, ઇશાન, ભુર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક હું છું; પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ પણ હું છું; સુર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, પ્રાણ, કાળ, મૃત્યુ, અમૃતત્વ, એ સર્વ હું છું; ભૂત, વર્તમાન અને ભવિષ્ય, તથા આખું વિશ્વ હું છું; હું સર્વરૂપ છું. જપના આદિમાં **ઓમ્,** મધ્યમાં **ભૂર્ભુવઃ સ્વઃ**, અને અંતમાં સદા હું વિશ્વરૂપ જપ શીર્ષ છું; ખાધેલું તથા પીધેલું, કરેલું અને ન કરેલું, પર અને અપર એ સર્વ હું છું; હું સર્વનું પરાયણ (પર સ્થાન) છું, હું જગતનું હિત, દિવ્ય, સૂક્ષ્મ, નિર્વિકાર, અક્ષર રૂપ છું; પવિત્ર પ્રાજાપત્ય, સૌમ્ય, અગ્રાહ્ય, અગ્રિય, એવાં વ્રતરૂપ હું છું; જગત્‌નો ઉપસંહાર કરનાર તથા મોટો છે ગ્રાસ અને બળ જેનું તથા હૃદયમાં જે દેવતારૂપે અને પ્રાણરૂપે સ્થાપન થયેલો છે એવો હું છું; જેનું માથું ઉત્તરમાં છે તથા પગ દક્ષિણમાં છે, અને જે સર્વથી શ્રેષ્ઠ છે એવો ત્રણ માત્રાનો **'ઓંકાર'** હું છું; હું પ્રાણવાયુને ઊંચે ચડાવુંછું તથા નીચે ઉતારૂં છું; માટે નિત્ય અને સનાતન એવો ઓંકારજ હું છું, ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ, તથા યજ્ઞકર્મમાં જે બ્રહ્મા હોય છે, તે હું છું, હું બ્રાહ્મણોને નમસ્કાર કરાવું છું, માટે મને **'પ્રણવ'** કહે છે. જેમ માંસના પિંડમાં સ્નેહ વ્યાપે છે અને માંસ પિંડને પણ તે વ્યાપક કરે છે, તે પ્રમાણે હું સર્વ લોકમાં વ્યાપું છું અને તે લોકને સર્વત્ર વ્યાપક કરૂં છું, માટે હું વ્યાપક છું બ્રહ્મા અને ભગવાન્ વિષ્ણુ તેમજ બીજા દેવતાઓ પણ જેથી મારા આદિ અન્તને પામ્યા નથીજ તેથી હું અનન્ત કહેવાયો છું; ગર્ભ, જન્મ વૃદ્ધાવસ્થા, મૃત્યુ, જન્મમરણ એવા ભવસાગર-

થી હું ભક્તને તારૂં છું, માટે મને તારનાર કહે છે. ચાર પ્રકારમાં દેહોમાં જીવરૂપે કરીને સૂક્ષ્મ થઇને હૃદય પ્રદેશમાં હું રહું છું, માટે મને 'સૂક્ષ્મ' કહે છે. મહા અંધકારમાં ડૂબેલા ભક્તોને હું વિજળી સરખા અનુપમ રૂપનો પ્રકાશ કરૂં છું, માટે હું 'વૈદ્યુત'છું. હું એકજ દેવ લોકને ઉત્પન્ન કરૂં છું અને નાશ કરૂં છું; તેમજ દેહ ધારણ કરાવું છું અને તેથી મુક્ત કરાવું છું. માટે હું એક ઇશ્વર છું. ચોથું જે બ્રહ્મપદ છે, જ્યાં બીજો રહી શકતો નથી તે હું આત્મરૂપમાં ભૂતમાત્રનો લય કરીને એક રૂદ્ર રૂપે રહું છું. જેથી કરીને પ્રભૂતા-વાળી શક્તિઓ વડે સર્વ લોકનો હું પ્રભુ થયોછું, તેથી આ જગત્નુ સ્વામિત્વ કરનારૂં દિવ્ય દ્રષ્ટિવાળું, પ્રભુતાયુક્ત, નેત્ર હું છું. હું આખા જગત્નો સ્વામી સર્વકાળે છું, અને બધી વિદ્યાઓનો પણ સ્વામી છું માટે હું ઇશાન છું. હું સર્વ ભાવોને જોઇ શકું છું, તેમજ આત્મજ્ઞાનની પણ નિરીક્ષા કરૂં છું. વળી યોગને પણ જાણું છું, માટે મોટા પુરૂષોએ મને ભગવાન્ માનેલો છે. હું નિરંતર ગ્રહ્-ણ કરૂં છું, નાશ કરૂં છું, ઉત્પન્ન કરૂં છું. અને બધા લોકોને વસાવું છું, માટે હું મહેશ્વર છું. બીજા ભાવોનો ત્યાગ કરીને મો-ટા આત્મજ્ઞાન અને યોગના ઐશ્વર્યમાં જે પૂજ્યતા પામે છે, તે મહાદેવ હું છું;બધી દિશાઓરૂપ આ દેવ હું છું; ગર્ભમાં પ્રથમ ઉત્પન્ન થ-યેલો અને હવે પછી ઉત્પન્ન થનાર પણ હું છું; તેમજ મનુષ્યોની પછી જે આત્મા અવશેષ રહે છે, તે પણ હું છું-સર્વ તરફ જેનાં ચક્ષુ છે, સર્વ તરફ જેનું મુખ છે, સર્વ તરફ જેના બાહુ છે, સર્વ તરફ જેના પગ છે એવો એક દેવ આકાશ અને પૃથ્વી બન્ને એકત્ર કરેલા બાહુ થી ઉત્પન્ન કરતો એકત્ર કરેલી પાંખોથી વાયુ ફુંકે છે-મતલબ કે સર્વ જગત્-માં પ્રાણ વાયુની પ્રેરણા કરે છે. જે ધીર પુરૂષો પોતાના હૃદયમાં વાલના અ-ગ્રભાગ જેવડા સર્વ વ્યાપક દેવ અને વરદાનને આપનારા અગ્નિ રૂપ મને જુએ છે, તેમને અનન્ત કાળલગીની શાંતિ પ્રાપ્ત થાયછે, બીજાઓને થતી નથી. હું એકજ યોનિ પ્રત્યે વસું છું; આ પંચ-ભૂતાત્મક સકળ જગત્ મારાથકી પૂર્ણ થયેલું છે-મને સ્તુતિ કર-

ત્રયોગ અને પુરૂષ રૂપ ઇશાન દેવને જાણીને નિશ્ચય કરીને આ અત્યંત શાંતિને પુરૂષ પામે છે. પ્રાણોની માંહે મનનું લિંગ છે; તેની માંહે ક્રોધ, તૃષ્ણા અને ક્ષમા છે. હેતુરૂપ જાળની મૂળ ભૂત તૃષ્ણાનો ત્યાગ કરીને અને આ લોકમાં મારાવિષે બુદ્ધિથી ચિત્ત સ્થિર કરીને જેઓ એ પ્રમાણે મારૂં ધ્યાન કરતા મને ભજે છે, તેમને અનન્ત કાળની શાંતિ પ્રાપ્ત થાય છે; બીજાઓને તે મળતી નથી. જે સ્થળને પ્રાપ્ત થયા વિના મન સહિત વાણી પાછી વળે છે, મતલબ કે જ્યાં મન તથા વાણી પહોંચતી નથી, તે આનંદ રૂપ બ્રહ્મ મને જાણીને કોઇપણ સ્થળમાંથી પુરૂષ ભય પામતો નથી. એવી રીતે ઉત્તમ કૈવલ્યજ્ઞાનરૂપ મારા વાક્યને સાંભળીને મારા નામનો જપ તથા મારા ધ્યાનમાં એકાગ્ર થયેલા સર્વે દેવતાઓ પોત પોતાના દેહને અંતે મારામાં સાયુજ્ય મુક્તિ પામી ગયા. માટે આ તારા આગળ જે પદાર્થો દેખાય છે, તે સર્વે મારી વિભૂતિ છે. મારામાં સર્વે ઉત્પન્ન થયું છે, મારામાં સર્વેની સ્થિતિ થયેલી છે અને મારામાં સર્વે લય પામે છે, એવું અદ્વય બ્રહ્મસ્વરૂપ હું છું. હું પરમાણુંથી પણ સૂક્ષ્મ અને તેજ પ્રમાણે મોટામાં મોટો પણ હું છું; હું વિશ્વ, વિશુદ્ધ, પુરાતન, પુરૂષરૂપ, સર્વેનો સ્વામીરૂપ, હિરણ્મય અને શિવરૂપ છું. હું પગ અને હાથ વિનાનો છતાં અચિન્ત્ય શક્તિ વાળો છું, નેત્ર વિનાનો છતાં જોઊં છું, કાન વિનાનો છતાં સાંભળું છું; અલગ રૂપ વાળો છતાં હું જાણું છું; પણ મને જાણનારો નથી- હું સદા ચિત્ સ્વરૂપ છું. સમગ્ર વેદોએ કરીને જાણવા યોગ્ય હુંજ છું, વેદાંતનો કર્તા અને વેદને જાણનારો પણ હું છું. મારે પુણ્ય કે પાપ નથી; મારો નાશ નથી; મારે જન્મ, દેહ, ઇંદ્રિય કે બુદ્ધિ નથી. મારામાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ કે આકાશ કાંઇ નથી; એ પ્રકારે ગુહાસમાન સ્થાનમાં રહેનારૂં, અવયવ રહિત, અદ્વિતીય, સમગ્ર જગત્‌નું સાક્ષિભૂત, સત્ અને અસત્ બન્નેથી રહિત, પરમાત્માના રૂપને જાણીને મનુષ્ય પરમાત્મ રૂપને પામે છે. હે મોટી બુદ્ધિ વાળા રામ, એ રીતે મને જે યથાર્થપણે જાણે છે તેજ સર્વ લોકનાં કૈવલ્ય ફળ ભોગવે છે; બીજાને કૈવલ્ય પ્રાપ્ત થતું નથી.

॥ एवंमांतत्वतोवेत्तियस्तुराममहामते ॥
॥ सएवनान्योलोकेषु कैवल्यफलमश्नुते ॥ १० ॥
॥ इतिश्रीपद्म० शिवगीतासु० विभूतियोगोनामग्गु० भा० षष्ठोध्याय ॥६॥

# अध्याय ७ मो.

श्रीरामउ० ॥ भगवन्यन्मयापृष्टंतत्तथैवस्थितंविभो ॥
अत्रोत्तरंमयालब्धंत्वत्तोनैवमहेश्वर ॥ १ ॥

**શ્રીરામ કહે છે,**—હે ભગવન્, હે વિભો, મેં જે પ્રશ્ન કર્યો હતો, તે તો તેમનો તેમજ રહ્યો છે. હે મહેશ્વર, આ પ્રકરણમાં આપની પાસેથી મને ઉત્તર મળ્યો નહિ. તમો ભગવાનના મર્યાદાયુક્ત પરીમાણવાળા દેહમાં પંચભુતોની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય શી રીતે સંભવે? પોત પોતાના અધિકારમાં યુક્ત દેવતાઓ તમારા દેહમાં શી રીતે રહેલા છે? હે દેવ, તે સવ દેવો અને ચૌદ ભુવન તમે શી રીતે છો? હે પરમેશ્વર, તમો થકી સાંભળયા છતાં પણ આ વાતમાં મને મોટો સંદેહ ઉત્પન્ન થયો છે, માટે વિશ્વાસ નથી ઉપજાયે। જેને એવા મારા ચિત્તનો સંદેહ તોડવો ઘટે છે. **શ્રી ભગવાન કહે છે,**—જેમ અતિ સૂક્ષ્મ વડના બીજમાં વડનો મોટો વૃક્ષ નિરંતર રહેલો છે; જો ન હોય તો વૃક્ષ ક્યાંથી આવે છે તે કહે? તેમજ હે રામ, મારા દેહમાં પણ ભૂતોની ઉત્પત્તિ અને લય થાય છે. મોટો સિંધવનો ગોળો પાણ જળમાં નાખ્યાથી ઓગળી જાય છે અને દેખાતો નથી; ફરીને તે પાણીમાં બાળવાથી પાછો સિંધવ પૂર્વની પેઠે ક્યાંથી આવે છે? પ્રત્યેક સવારમાં સૂર્યમંડળમાંથી લોક ઉપજે છે, તેમ મારામાંથી આખું વિશ્વ ઉત્પન્ન થાય છે, સ્થિર થાય છે અને લય પામે છે. હે સારાં આચરણવાળા રામ, તેમજ સર્વ કાંઇ મારે વિષે સમજવું. **શ્રીરામ કહે છે,**—હે મહા ભાગ, જેમ દિશાની ભ્રાંતિવાળાને દિશાનો ભ્રમ મટતો નથી તેમ મારી ગતિ થઇ છે; હવે મારે શું ક-

રવું? **શ્રી ભગવાન કહે છે,**—હે રામ, મારામાં આ સ્થિરચર સઘળું જગત્ જેવી રીતે છે તે હું તને દેખાડીશ. હે દશરથના પુત્ર, તું તે જોવાને શકિતમાન નથી. માટે હું તને દિવ્યનેત્ર આપીશ, તેવડે નિશ્ચળ એવું મારૂ તેજોમંડળ તું જો. કોઇ મનુષ્ય કે દેવથી પણ મારી કૃપા વિના ચર્મ ચક્ષુએ કરી મારૂં તેજ જોઇ શકાય તેમ નથી. **સૂત કહે છે,**—મહેશ્વરે એ પ્રમાણે કહીને તેને દિવ્ય ચક્ષુ આપ્યાં અને પછી પાતાળ સરખું ઉંડું, કરોડો વિદ્યુત્‌ના સરખું પ્રકાશિત, જાજ્વલ્યમાન, વિકાળ અને ભયાનક મુખ તેને દેખાડયું. તેને જોઇનેજ રામ ભય પામીને ઘુંટણથી પૃથ્વી ઉપર પડ્યા અને ભુમિપર દંડવત પ્રણામ કરીને વારંવાર સ્તુતિ કરવા માંડી. પછી મહાવીર રામ ઉઠીને ત્રિપુરભેદકનું મુખ જેવે જુએ છે, તેવે તેમાં જ્વાળાની પંકિતથી વ્યાપ્ત ચલ્લાં હોય નહિ, તેમ કોટિક બ્રહ્માંડ દેખાવા લાગ્યાં. મેરૂ, મંદર અને વિંધ્ય આદિક પર્વતો, સાત સમુદ્ર, સૂર્ય ચંદ્ર આદિક તે દેવતાઓ, અને પંચભુત તેમજ અરણ્યો, મોટા નાગ અને ચૌદ ભુવન દેખાવા લાગ્યાં. દશરથના પુત્ર રામે પ્રત્યેક બ્રહ્માંડમાં એ પ્રમાણે જોયું. હે દ્વિજો, વળી દેવ અને દૈત્યોના સંગ્રામ, આગળ પાછળ થયેલા વિષ્ણુના દશ અવતારો અને તે તે અવતારનાં કર્મ, દેવતાઓના પૂર્વજન્મ, શ્રી શંકરે ત્રિપુરનો દાહ કર્યો તે કર્મ, ઉત્પન્ન થતા, ઉત્પન્ન થયેલા અને નાશ પામતા સર્વને જોઇને તત્વજ્ઞાન ઉપજ્યા છતાં પણ રઘુનંદન રામ ભયાવિષ્ટ થઇને વારંવાર પ્રણામ કરવા લાગ્યા, અને ઉપનિષદોના તત્વરૂપ અર્થોએ કરીને શંકરની સ્તુતિ કરવા માંડી. **શ્રી રામ કહે છે,**—હે શરણે આવેલાના દુઃખને હરનાર દેવ પ્રસન્ન થાઓ; હે વિશ્વનાથ સ્વામિ અને વિશ્વથી વંદન કરવા યોગ્ય પ્રસન્ન થાઓ; હે ગંગાને ધારણ કરનારા ચંદ્રમૌલિ પ્રસન્ન થાઓ અને હું અનાથને સંસારરૂપ ભયથી બચાવો. હે સ્વામિન્, જેમ વૃક્ષ વેલી આદિક પૃથ્વીથી ઉપજે, તે ઉપર નિવાસ કરી તેમાંજ લય પામે છે, તેમ આ જગત્ તમો થકી ઉત્પન્ન થયું છે, ભુત માત્ર તમારે વિષેજ નિત્ય

નિવાસ કરે છે, અને હે શંભો, તમારામાંજ લય પામે છે. હે શુલ-ધારિન્, બ્રહ્મા, ઈંદ્ર, રૂદ્ર, દેવતાઓના ગણ, ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધનાસમૂહ, ગંગા આદિક નદીઓ, અને વરૂણનાં સ્થાન, એ સર્વ તમારા મુખ રૂપ યંત્રમાં નિવાસ કરે છે. હે ચંદ્રમૌલિ, તમારી માયાએ કરી કલ્પેલું વિશ્વ તમારે વિષેજ દેખાય છે; છીંપમાં રૂપું અને દોરડામાં સાપની પેઠે મનુષ્ય ભ્રાંતિથી આ સર્વ તારામાં જુએ છે. હે દેવના દેવ, પ્રકાશમાન તમે સમસ્ત જગત્‌ને તેજવડે પરીપૂર્ણ કરીને પ્રકાશ કરો છો; તમારા પ્રકાશ વિના આ વિશ્વ એક પળમાં અદ્રશ્ય થઇ જાય. જેમ એક પરમાણુ વિંધ્ય પર્વતને ઉપાડવા સમર્થ થતો નથી, તેમ અલ્પ આશ્રય મોટા અર્થને ધારણ કરી શકતો નથી; પણ તમારા મુખ માત્રમાં આ સકળ વિશ્વ આવી ગયું છે. તે તમારી માયાવડેજ એમ હું નિશ્ચય કરૂં છું. હે નિલકંઠ, જેમ દોરડીમાં કલ્પેલો સર્પ ભય આપનારો છે, પરંતુ નથી ઉત્પન્ન થતો, કે નથી સત્ય, કે નથી નાશ પામતો, તે પ્રમાણે તમારી માયાએ કરી ધારણ કર્યું છે રૂપ જેણે એવું વિશ્વ પણ તમારામાં જોવા માત્રજ છે. તમારૂં જે શરીર આ જગત્‌નું આધાર ભૂત થયું છે તે પણ વિચારથી જોતાં તો મારી અવિદ્યાથીજ દેખાય છે, એ નિશ્ચય; કેમકે તમે તો પૂર્ણ અને ચિદાનંદમય છો. હે પુરારિ, પૂજા, ઇષ્ટા પૂર્તાદિક ઉત્તમ કર્મોનું ફળ ભોગવનારાને તું વિશ્વ અર્પણ કરે છે, એવું જે કહેવાય છે તે મિથ્યા છે; કેમકે તારાથી ભિન્ન કાંઇજ નથી. અજ્ઞાનથી મોહ પામેલા મુનિઓ કહે છે કે પુજા ઉપચાર આદિકથી અને બલિદાન આદિક ક્રિયાઓથી શંકર તુષ્યમાન થાય છે એ વાત મિથ્યા છે; મૂર્તિ રહિત પરમેશ્વરને બલિદાન આદિક ભોગની ઇચ્છા ક્યાંથી હોય? હે મહેશ્વર, એકાદ પાંદડું કે અંજલી જળનું ગ્રહણ કરીને મનુષ્યોને તમે જે ત્રણ લોકની લક્ષ્મી પણ આપો છો, તે સર્વ હું અવિદ્યાનું કરેલું માંનું છું. સનાતન પુરૂષ તમે એકજ દિશાઓ, વિદિશાઓ અને જગત્ એ સર્વમાં વ્યાપ્ત થાઓ છો; પણ જેમ ઘડો ભાગવાથી આકાશની હાનિ થતી નથી, તેમ તે સર્વ નાશ પામવાથી તમારી કાંઇ હાનિ થતી નથી.

હે દેવ, જેમ આકાશમાં રહેલું સૂર્યનું બિંબ એક છતાં પણ જળથી ભરેલાં નાનાં નાનાં પાત્રોમાં અનેક પ્રતિબિંબપણાને ધારણ કરે છે, તેમ તમે પણ એક છતાં અનેક અંતઃકરણોમાં અનેક પ્રતિબિંબરૂપે દેખાઓ છો. જગત્‌ને સરજવામાં, તેનું પાલન કરવામાં અને તેનો નાશ કરવામાં તમારે કાંઇ મતલબ નથી, તથાપિ પ્રાણીઓનાં અનાદિ કાળનાં અદ્રષ્ટને લીધે તમે સ્વપ્નની પેઠે તે સર્વ વિસ્તારો છો (કરો છો). હે શંભો, જ્ઞાન સત્તાવિના સ્થૂલ અને સૂક્ષ્મ તથા જડાત્મક દેહને ભોગ પ્રાપ્ત થતો નથી; એટલા માટે હે પુરારિ, સુખ દુઃખની શ્રુતિ તે દેહમાં તારૂં આરોપણ સદા કરે છે. મતલબ કે સુખ દુઃખનો અનુભવ આપનારી જ્ઞાન સત્તારૂપે દેહમાં તું છે, એમ કહે છે. સત્ અને ચિત્ રૂપ સાગરના હંસરૂપ, મૃત્યુના પણ મૃત્યુરૂપ અને કાળરૂપ, સમગ્ર પાપના નાશ કરનાર અને મિથ્યા ચિત્તવૃત્તિના ત્યાગ કરાવનાર, એવા તમોને નમસ્કાર છે. **સૂત કહેછે,**—એ પ્રકારે વિશ્વના સ્વામિને પ્રણામ કરીને તેમના આગળ હાથ જોડીને તથા વિસ્મય પામીને ઉભા રહેલા રામચંદ્ર બોલ્યા. **શ્રી રામ કહેછે,**—હે વિશ્વના આત્મારૂપ, આ તમારા વિશ્વરૂપને પાછું આકર્ષણ કરી લ્યો. હે શંભો તમારી કૃપાવડે જગત્ અને તમારૂં એકરૂપપણું એને પ્રતીત થયું. **શ્રી ભગવાન કહેછે,**—હે મહાબાહો, હે રામ, જો, મારા વિના બીજો કોઇ છે નહિ. **સૂત કહેછે,**—એમ બોલીને શંકરે દેવ આદિકનો પોતાનાં દેહમાં ઉપસંહાર કર્યો. પછી નેત્ર મીંચીને જેવે રામ હર્ષ થકી જુએ છે, તો પર્વતના શિખર ઉપર વ્યાઘ્ર ચર્મ ઉપર બેઠેલા, પંચમુખવાળા, કંઠને વિષે નિલ ચિન્હવાળા, ત્રણ નેત્રવાળા, વાઘના ચર્મનું વસ્ત્ર જેણે પેહેરેલું છે, ભસ્મ થકી જેનો દેહ અલંકૃત છે, નાગરૂપ કંકણના ઘરેણાંથી યુક્ત, સર્પનું યજ્ઞોપવીત જેણે ધારણ કર્યું છે, વાઘના ચર્મનું જેને ઉપવસ્ત્ર છે, વિજળીના સમાન પિંગટ વર્ણની જટા જેના શીર ઉપર છે, મુકુટમાં જેણે ચંદ્રમાને ધારણ કર્યો છે, વરદાન અને અભયદાન આપનારા, ચાર હાથવાળા, ખંડપરશુ અને મૃગ જેના હાથમાં છે એવા એકલા બેઠેલા જગત્પતિ શંકરને

દીઠા. પછી શ્રી શંકરની આજ્ઞાથી, પ્રણામ કરીને રામચંદ્ર તેમની પાસે બેઠા. પછી દેવના સ્વામિ શંકરે રામને કહ્યું કે હે રામ, જે જે પૂછવાની તારી ઇચ્છા હોય, તે સર્વ તું પૂછ; મારા વિના બીજો કોઈ તારો ગુરૂ નથી.

अथाहरामंदेवेशो यद्यत्प्रष्टुमभीप्ससि ॥

तत्सर्वंपृच्छरामत्वं मत्तोनान्योस्तितेगुरुः ॥ ४७ ॥

॥ इतिश्रीपद्म० शिवगीतासू० विश्वरूपदर्शननामगु० भा० सप्तमो ध्याय: ॥ ७ ॥

# अध्याय ८ मो.

श्रीरामउ० ॥ पांचभौतिकदेहस्यचोत्पत्तिर्विलय: स्थिति: ।

स्वरूपंचकथंदेवभगवन्वक्तुमर्हसि ॥ १ ॥

**શ્રી રામ કહે છે,**—હે દેવ, પંચ ભૂતથી બનેલા આ દેહની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તથા તેનું સ્વરૂપ કેવું છે? હે ભગવન્, તે મને કહેવું ઘટે છે. **શ્રી ભગવાન કહે છે,**—પંચ ભૂતથી નિર્માણ થયેલો આ દેહ 'પાંચભૌતિક' કહેવાય છે, તેમાં પૃથ્વી મુખ્ય છે અને બાકીનાં તેના સહકારી થઈને રહેલાં છે. આ પાંચ ભૌતિક દેહ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ, એમ ચાર પ્રકારનો કહ્યો છે. એ વિના માનસ દેહ છે, તે તો દેવોનોજ કહેલો છે. હવે તેમાં જરાયુજ મુખ્ય છે, માટે પ્રથમ તેની વાત કહીશું. જરાયુજનું અસ્તિત્વ વીર્ય અને રૂધિરથી થયેલું છે, ઋતુ સમયમાં સ્રીના ગર્ભસ્થાનમાં વીર્ય પ્રવેશ કરે અને તે જ્યારે સ્રીના આર્તવથી મિશ્ર થાય ત્યારે તેનું જરાયુજ ઉપજે છે. તેમાં જો આર્તવનો ભાગ વિશેષ હોય તો સ્રી થાય છે અને વીર્યનો ભાગ વિશેષ હોય તો પુરૂષ થાય છે. વીર્ય અને રૂધિર સમાન હોય તો નપુંસક થાય છે. સ્રી ઋતુ સ્નાન થયા પછી ચોથે દિવસે અને તો

પછી સોળમા દિવસ સુધિ ઋતુકાળ કહેલો છે, તેમાં એકી સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ સ્ત્રી થાય અને બેકી સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ પુરૂષ થાય. જો સ્ત્રીને સોળમે દિવસે ગર્ભ રહે તો તે ચક્રાવર્તી રાજા થાય એમાં સંદેહ નથી. ઋતુસ્નાત સ્ત્રી આકાંક્ષા સહિત જેનું મુખ જુએ તેના જેવી આકૃતિનો ગર્ભ થાય, માટે તેવે વખતે સ્વામિનું મુખ જોવું. ગર્ભની પછવાડે જે સુક્ષ્મ ચામડાં વીંટાયલી છે, તેને જરાયુ કહે છે, કેમકે વીર્ય અને રૂધિરનો યોગ તેમાંજ થાય છે. જરાયુમાં ગર્ભ ઉત્પન્ન થાય છે, માટે તે જરાયુજ કહેવાય છે. પક્ષી, સર્પ વગેરે અંડજ પ્રાણીઓ છે, મચ્છર વગેરે સ્વેદજ, તૃણ, ગુલ્મ, વગેરે ઉદ્ભિજ્જ અને દેવ, ઋષિ, વગેરે માનસ સૃષ્ટિ છે. જન્મ થવાના હેતુભૂત કર્મને લીધે સ્ત્રીની યોનિમાં સિંચન કરેલું અને ત્યાં આર્તવ સાથે મિશ્ર થયેલું વીર્ય પેહેલે મહિને દ્રવ અથવા પ્રવાહી અવસ્થામાં રહે છે. પછી તે કાંઇક ઘન થાય છે તેને કલલ કહે છે, પછી તેનો પરપોટો બાઝે છે. પછી તેની પેશી થાય છે. ઘન એવી પેશી થયા પછી બીજે મહિને તેનો પિન્ડ (ગોળ આકૃતિ) ઉત્પન્ન થાય છે. ત્રીજે મહિને હાથ, પગ, માથું વગેરે ઉપજે છે. ચોથે મહિને તેમાં જીવ પ્રકટ થાય છે—એટલે માતાના જઠરમાં ગર્ભ પણ પોતાની મેળે ચલાયમાન થાય છે. છોકરો હોય તો જમણે પાસે અને છોકરી હોય તો ડાબે પાસે રહે છે; નપુંસક હોય તો ઉદરના મધ્ય ભાગમાં રહે છે. માટે ઉદરમાં પુત્ર છતાં માતા જો જમણે પાસે સૂઇ રહે તો ગર્ભનાં અંગ અને તે અંગના ભાગો વગેરે એક કાળે સૂક્ષ્મ થઇ જાય છે. દાઢી, દાંત વગેરે જે પદાર્થો જન્મ થયા પછી ઉત્પન્ન થાય છે, તેને બાદ કરતાં ચોથે મહિને તે તે માનસિક ભાવો પણ ઉત્પન્ન થાય છે. હે રઘુનંદન, સ્થિરતા આદિક પુરૂષના ભાવ અને બીકણપણું આદિક સ્ત્રીના ભાવ તથા નપુંસકના બંનેની મિશ્રતારૂપ ભાવ હોય છે. માતામાં ઉત્પન્ન થયેલું ગર્ભનું હૃદય વિષયોની અભિલાષા કરે છે; માટે ગર્ભની વૃદ્ધિ થવા માટે માતાના મનનું અભિષ્ટ સંપાદન કરવું. ગર્ભવતી સ્ત્રી બે હૃદય યુક્ત હોય છે, માટે

એવી દ્વિ હૃદય સ્ત્રીને દ્વૈ હૃદયવાળી સ્ત્રી કહે છે; સ્ત્રીનાં દો હૃદ પૂર્ણ ન કરવાથી ગર્ભને ખોડ વગેરે ઉપજે છે. માતાનો લોભ જે વિષયમાં હોય છે, તે વિષય સંબધી પીડા પુત્રને ઉપજે છે. પાંચમે મહિને ગર્ભનું ચિત્ત જાગૃત થાય છે અને માંસ તથા રૂધિરની પુષ્ટિ થાય છે. છઠે મહિને હાડકાં, સ્નાયુ, નખ, કેશ, રૂવાંટાં, વગેરે જુદાં જુદાં સ્પષ્ટ થાય છે અને બળ તથા વર્ણનો ઉપચય થાય છે; સાતમે મહિને અંગની સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે. તે ગર્ભ બન્ને હાથની વચ્ચે પગ આવે એવી રીતે કાનનાં છિદ્ર ઢાંકીને ગર્ભમાં વસવાવડે ઉદ્વેગ પામેલો ગર્ભાવસ્થાની એકાગ્રતાથી યુકત રહે છે. પછી પ્રકટ થયો છે બોધ જેને તથા ગર્ભના દુઃખથી યુકત અને નિર્વેદ પામેલો તે ગર્ભ 'હા કષ્ટ!' એમ પોતાનો શોચ કરે છે. મહા અસહ્ય, અને મર્મનો છેદ કરનારી તપેલી કરંભ વાલુકાનો મેં પેહેલાં બહુવાર અનુભવ કર્યો છે. અને અહીં મારા કોમળ આશય દાઝી જાય છે. જઠરના અગ્નિ થકી તપેલા પિત્ત નામે રસના છાંટા ગર્ભાશયમાં ડૂબેલા એવા મને અત્યંત બાળે છે. ગર્ભાવાસથી પીડા પામેલા અને પાર્શ્વાસ્થિરૂપ કરવતથી દુઃખિતને મને શીમળાના કાંટા જેવાં પેટમાંના કૃમિનાં મોઢાં તોડી ખાય છે. જેમાં અત્યંત દુર્ગંધ ભરેલી છે તથા જઠરાનળ થકી જે પ્રદિપ્ત છે એવા ગર્ભમાં જે દુઃખ હું ભોગવું છું, તેના કરતાં તો કુંભિપાકનું દુઃખ પણ હલકું છે. નરકમાં પરૂ, રૂધિર, અને કફ પીવો પડે છે, ઓકેલું ખાવું પડે છે, અને અપવિત્ર–મલિન જગોમાં જીવડારૂપ થવું પડે છે, તે સર્વે ગર્ભવાસમાં વસનારા પ્રાણીને પ્રાપ્ત થાય છે. ગર્ભશય્યા ઉપર ચઢીને જે દુઃખ મેં ભોગવ્યું, તેના કરતાં સમગ્ર નરક સ્થાનોનું દુઃખ ચઢે એમ નથી. એ પ્રમાણે પૂર્વે પ્રાપ્ત થયેલી નાના પ્રકારની યાતનાઓને સંભારતો જીવ મોક્ષના ઉપાયનું ચિન્તવન કરીને અભ્યાસમાં તત્પર રહે છે. આઠમે મહિને ત્વચા અને બન્ને કાન ઉપજે છે તથા હૃદયમાંનું ઓજને તેજ જે શુદ્ધ રાતું તથા ચારે પાસથી પીળું અને જેને જીવિતનું નિમિત્ત ભૂત

બાંધેલું છે, તે ઉત્પન્ન થાય છે. તે ચંચળ ગર્ભ ફરીને માતા તરફ દોડે છે, એટલા માટે આઠમે મહિને જન્મેલો ગર્ભ જો ઓજ પ્રકટયા વિનાનો હોય તો જીવતો નથી. પછી દબાયલા અંગની પેઠે કેટલાક કાળ લગી સંસ્કાર બળથી તે ગર્ભની સ્થિતિ થાય છે, અને નવમા માસથી માંડીને પ્રસવનો સમય થાય છે. માતાની રૂધિર વાહિની નાડીનો આશ્રય કરીને તેની પછવાડે ઉતારેલી માતાની આહાર રસને વેહેનારી નાડીનો સબંધ ગર્ભની ડૂંટીની નાડી સાથે હોય છે તેથી માતાએ કરેલા આહારથી પોષણ થઇને ગર્ભ જીવે છે. પછી કુક્ષિના માર્ગે થકી પડેલો, અસ્થિરૂપ યંત્રમાં કચડાતો, મેદ અને રૂધિરે કરી સર્વ અંગે લેપાયલો, જરાયુ રૂપ પડોઆથી ચારે પાસથી વીંટાયલો ગર્ભ નીચે માગે નીકળતી વખતે મહા દુઃખથી પીડાઇને ઊંચે સ્વરે રડે છે. યંત્રમાંથી મુક્ત થયો કે તત્કાળ ઊંચા પગ કરીને સુતારો તે નીચે પડે છે. કાંઇ સાધનાદિક વગરનો અને માંસની પેશી સમાન સ્થિતિવાળા તે બાળકનું, કુતરાં, બિલાડાં આદિક દાઢો વડે ફાડી ખાનારાં જાનવરથી, હાથમાં લાકડી લેઇને નિરંતર રક્ષણ કરવામાં આવે છે. રાક્ષસને તે બાપ સમાન, અને ડાકણીને પણ માતા સમાન જાણે છે, 'તમે, અમે, તમારૂં" એ પ્રમાણે બોલે છે. શૈશવ અવસ્થાનું કષ્ટ મોટું છે. જ્યાં સુધી સુષુમ્ણા નાડી કફથી ઢંકાયલી હોય છે, ત્યાં સુધી સ્પષ્ટ વચન બોલી શકાતું નથી. એજ કારણથી ગર્ભમાં પણ રડી શકાતું નથી. એમ કરતાં તે જુવાનીને પામીને ગર્વિત થાયછે અને કામજવરથી પીડાઇને અકસ્માત ઊંચે સ્વરે ગાવા માંડે છે, વિના કારણ કુદકારા મારે છે, વેગથી ઝાડ ઉપર ચઢે છે, શાંત વસ્તુઓને અટકચાળાં કરી ખીજવે છે, કામ અને ક્રોધના મદથી આંધળો થઇને કોઇના સામું જોતો પણ નથી; અસ્થિ, માંસ અને નસોથી વ્યાપ્ત એવી સ્ત્રીના, છતા પડેલા દેડકાના ચીરેલા પેટ સરખા કામસ્થાનમાં આસક્ત થઇને કામ બાણથી પીડા પામી પોતાની મેળે અત્યંત દગ્ધ થાય છે. સ્ત્રીઓનું શરીર તે અસ્થિ, માંસ, નસો, ચામડી એ વિના બીજું શું છે? પુરૂષ માયાથીજ મોહ પામી ગયેલો છે અને તેથી

જગત્‌માં કાંઇ પણ બીજું તે દેખતો નથી. મૃગના સરખાં નેત્રવાળી સ્ત્રીનો પ્રાણવાયુ નીકળી ગયો એટલે તેજ દેહ નકામો થાય છે અને પાંચ છ દહાડામાં તો તે જોવામાં પણ આવતો નથી. મોટા પરિભવનું સ્થાન એવી વૃદ્ધાવસ્થાને પામીને પણ મનુષ્ય મહા દુઃખી થાય છે. કફથી છાતી રૂંધાઇ જાય છે, ખાધેલું અન્ન પચતું નથી, દાંત પડી જાય છે, આંખનું તેજ કમી થઇ જાય છે, તીખું, કડવું, અને તુરૂં ખાવું પડે છે, વાયુ થકી કેડ તથા ગ્રીવા વાંકાં વળી જાય છે, તેમજ હાથ. જંઘા અને પગ પણ વાયુથી રહી જાય છે, હજારો રોગથી શમાવિષ્ટ, પોતાના બંધુ જનોએ તજેલો, પવિત્રતા રહિત, મળવડે લિપ્ત થયેલા દેહવાળો, શરીરે અત્યંત ઘસાઇ ગયેલો, ન મળી શકે એવા ભોગનું ધ્યાન કરતો અને કેવળ જડરૂપ થઇ જાય છે તમામ ઇંદ્રિયોની ક્રિયાઓ નાશ પામવાથી બાળકો પણ તેને હસે છે. આ અવસ્થા થયા પછી મરણ આવે છે. મૃત્યુથી ઉપજતા દુઃખનું તો દ્રષ્ટાંત પણ મળી શકતું નથી કે પ્રાણીઓ પરમ પીડા ભોગવતાં છતાં પણ જેનાથી ભય પામે છે. જેમ સમુદ્રના જળમાં રહેલા સર્પને ગરૂડ ખેંચી જાય તેમ બંધુઓ થકી ચારે પાસે વીંટાયલા છતાં પણ તે પ્રાણીને મૃત્યુ લેઇ જાય છે. સર્પ જેમ દેડકાને પકડી લે છે, તેમ હાય! મારી સ્ત્રી હાય! મારો પૈસો, હાય! મારા પુત્ર, એમ બહુ દારૂણ આક્રંદ કરતા પુરૂષને મૃત્યુ લેઇ જાય છે. મરતી વખતે મર્મસ્થાન ત્રિચે ખેંચાવા માંડે છે, અને સાંધા વછુટવા માંડે છે, તે વખતે મરનારને જે દુઃખ થાય છે. તે મુમુક્ષુ પુરૂષોએ સંભારવું ઘટે છે. જ્યારે દ્રષ્ટિ ખેંચાવા માંડે છે, સંજ્ઞા જતી રહેવા લાગે છે, તે વખતે મૃત્યુના પાશથી બંધાયલા પ્રાણીને રક્ષણહાર કોઇ માલમ પડતો નથી. તમોગુણવડે કે અંધકાર વડે રંધાતા જાણે તેના ચિત્તનો લય મહદહંકારમાં થઇ જતો હોય, તેમ બોલાવ્યો છતાં પોતાના જ્ઞાતિજનોના અર્થાત્ કુટુંબી સગાં વગેરેનાં સામું દીન દ્રષ્ટિથી જુએ છે. કાળ પોતાના હાથમાં લોહાનો પાશ લેઇને એક તરફથી તેને ખેંચે છે, બીજી તરફથી તેના બંધુજનો તેને સ્નેહ રૂપ પાશથી ખેંચે છે. આ રીતે પોતાને ખેંચાતો જોઇને તે ચાર

પાસે જુએ છે. હેડકી આવવાથી તે પીડા પામે છે, શ્વાસ વડે કરીને તેનું ગળું સૂકાઇ જાય છે; મૃત્યુ તેને ખેંચવા માંડે છે. એવે સમયે કોઇ તેને શરણું આપનાર જડતો નથી. સંસારરૂપ યન્ત્રમાં આરોપણ થયેલો તે હોય છે અને જમના દૂતોનો અમલ તેના પર ચાલવા માંડે છે. તે વખતે હવે હું ક્યાં જાઉં, એમ દુઃખ થકી પીડા પામતા જંતુને કાળ પાશે કરી યુક્ત કરવામાં આવે છે—બાંધવામાં આવે છે. હવે હું શું કરૂં અને ક્યાં જાઉં; શું લેઉં અને શું પડયું મૂકું. એ પ્રમાણે કર્તવ્યતાની તેને ગમ પડતી નથી અને એવી સ્થિતિમાં તે મહા કષ્ટથી દેહમાંથી પ્રાણોને તજે છે. હવે તેને યાતના દેહ જે અંગુષ્ઠ માત્ર પરિમાણનો અને લિંગ શરીરાત્મક હોય છે તે પ્રાપ્ત થાય છે. તે દેહે કરી યમ દૂતોના અધિકાર નીચે તે બંધાય છે. અને અહીંથી ગયા પછી જે જે નરક યાતનાઓ તેને ભોગવવી પડે છે—જેજે યમ યાતનાઓનો તેનો અનુભવ થાય છે તથા તે તે યાતનાઓમાં તેને જેજે દુઃખ પ્રાપ્ત થાય છે તે કહેવાને કોણ સમર્થ છે? જે પંચભૂતાત્મક શરીરને પ્રાણી કર્પૂર અને ચંદનાદિકનો નિરંતર લેપ કર્યા કરે છે, નાના પ્રકારના વિચિત્ર અલંકારથી જેને અલંકૃત કર્યા કરે છે, ઉત્તમ જાતનાં વસ્ત્રોએ કરી જેને વસ્ત્ર પેહેરાવે છે—ઢાંકે છે, તે શરીરમાંથી જે કાળે પ્રાણાત્મા નીકળી ગયો કે તત્કાળ તે સ્પર્શ કરવાને તથા જોવાને અયોગ્ય થઇ જાય છે; એ રીત સદા ચાલતીજ આવેલી છે. પ્રાણ નીકળી ગયો કે પછી તરત તેને ઘરમાંથી બાહાર કાઢે છે અને એક ક્ષણવાર પણ તેને ઘરમાં રહેવા દેતા નથી. પછી તેને લાકડાંથી બાળી મૂકે છે અને જોત જોતામાં તેની ભસ્મ કરી નાખે છે. અથવા એમ ન થાય તો શીઆળવાં, ગીધ, કૂકડા, કાગડા એવા પ્રાણીઓ તેને ખાઇ જાય છે; પણ ફરીને સોકોટી જન્મે પણ તેનું દર્શન થતુંજ નથી. આ મારી માતા, આ મારો પિતા, આ મારો ગુરૂજન, આ મારો સ્વજન, એ પ્રકારે, આ માયારૂપ જગતમાં કોણ પ્રતિજ્ઞા કરી શકે છે એટલે નિશ્ચય પુર્વક કહી શકે છે? કેમકે એ પ્રાણીનો તો પોતાનાં કર્મ માત્રને આગળ કરીને એકલોજ

જવું પડે છે. ખરેખર! વિસામાના ઝાડ સરખી સ્થિતિ આ જીવલોકની છે! જે પ્રમાણે નિત્ય નિત્ય પ્રત્યેક સાયંકાળે સાયંકાળે પોતાના રહેવાના વૃક્ષમાં પક્ષીઓ આવી એકઠાં મળે છે અને પ્રત્યેક પ્રાતઃકાળમાં એક બીજા પક્ષીઓનો ત્યાગ કરીને તથા તે વૃક્ષને પણ તજીને યથેષ્ટ ચાલ્યા જાય છે, તેજ પ્રમાણે જ્ઞાતિ અને અજ્ઞાતિનું પણ સમજવું. એટલે જન્મકાળરૂપ સાયંકાળે સંસારરૂપ વાસ વૃક્ષમાં એકઠા મળે છે અને મૃત્યુરૂપ પ્રાતઃકાળ થતામાં પોત પોતાના કર્માનુસારે માર્ગે પડે છે. મનુષ્યના જન્મનું બીજ મૃત્યુ છે અને મૃત્યુનું બીજ જન્મ છે. ઘટીયંત્ર અથવા પાણીના રેંટની પેઠે પુરૂષ નિરંતર વિશ્રામ પામ્યા શિવાય ભ્રમણ કર્યાજ કરે છે. ગર્ભસ્થાનમાં પુરૂષનું વીર્ય પડવાથી માંડીને મરણ કાળ પર્યંત જે કાંઇ કહ્યું, તે એ મોટા વ્યાધિનું મારા શિવાય બીજું ઔષધ નથી.

॥ गर्भेपुंसःशुक्रपाताद्यदुक्तंमरणावाधि ॥

॥ तदेतस्यमहाव्याधेर्मत्तोनान्योस्तिभेषजम् ॥ ७१ ॥

॥ इतिश्रीपद्म० शिव० शिवराधवसं० पिंडोत्पत्तिकथनंनामगु० भाषान्तरेअष्टमोध्यायः ॥ ८ ॥

---

# अध्याय ९ मो.

श्रीभगवानुवाच ॥ देहस्वरूपंवक्ष्यामिशृणुष्वावहितंनृप ॥
मत्तोहिजायते विश्वंमयैवेतत्प्रधार्यते ॥ १ ॥

**શ્રી ભગવાન કહેછે,**—હે રાજન્ દેહનું સ્વરૂપ હું તને કહું છું, તેનું ધ્યાન રાખીને સાંભળ; આ વિશ્વ મારાથી ઉત્પન્ન થાય છે અને હુંજ તેનું ધારણ કરૂં છું. છીંપાણીમાં રૂપાની પેઠે મજરૂપ અધિષ્ઠાનમાંજ તે પાછું લય પામે છે. એટલે જેમ અસત્ રૂપાનો

લય, સત્ છીપનું જ્ઞાન ઉપજવાથી થાય છે. તેમ અસત્ જગનો લય સત્ પરમાત્માનું જ્ઞાન ઉપજવાથી થાય છે. હું તો નિર્મળ એટલે સત્વ, રજ, તમ આદિક મલિન ગુણોથી રહિત છું; પૂર્ણ છું એટલે અભિલાષા–રહિત છું; અને સત્, ચિત્ તથા આનંદરૂપ દેહવાળો છું એટલે અસ્તિત્વ, જ્ઞાન અને આનંદ એ ત્રણ પરમાત્માનાં લક્ષણ છે. વળી હું અસંગ એટલે અદ્વિતીય છું; અહંકાર વિનાનો એટલે હુંપણાના ભાવ રહિત છું; શુદ્ધ એટલે વિકાર વિનાનો અને સનાતન બ્રહ્મરૂપ છું તે બ્રહ્મ અનાદિ કાળની † અવિદ્યાથી યુક્ત થઇને

† નિર્મળ, પુર્ણ, સચ્ચિદાનંદ સ્વરૂપ, અસંગ, નિરહંકાર શુદ્ધ અને સનાતન, એવું લક્ષણ બ્રહ્મનું ઉપર કરેલું છે. તે ઉપરથી વાસ્તવિક સમજણ એ લેવાની છે કે એટલા બધાય ગુણ હોય તોજ બ્રહ્મ કહેવાય અને એમાંથી એકાદ ન હોય તો ન કહેવાય એમ સમજવું નહિ. એમાંનો હરેક ગુણ (ગુણ નામજ આપણે વ્યવહારને અર્થે આપીએ છીએ) એ બ્રહ્મનું સ્વરૂપ છે. જેમ નિર્મળત્વ બ્રહ્મનું સ્વરૂપ છે; નિર્મળત્વ છે માટે જ્યાં જ્યાં નિર્મળત્વ નથી ત્યાં ત્યાં બ્રહ્મત્વ નથી જેમ પૃથ્વી. એજ પ્રકારે પ્રત્યેક ગુણ લેઇને તે બ્રહ્મસ્વરૂપ છે એમ સિદ્ધ કરી શકાશે. તથાપિ અમારાં સાદા વાંચનારાઓને માટે એટલું કહેવું બસ છે કે જ્ઞાન એટલાજ લક્ષણમા એ બધા ગુણોનો સમાવેશ થઈ જાય છે,માટે જ્ઞાન બ્રહ્મ છે. આ વાત કેમ જાણવામાં આવી તેનો વિચાર કરતાં એમ માલમ પડે છે કે જગત્ના તમામ પદાર્થો કિંબહુના? આખું જગત્ જોઇને અવિનશ્વર તેમાં શું છે તે જોવાને માટે જે જે નાશવંત દીઠું તેનો નિરાસ કરતાં કરતાં છેવટે જે રહે છે તે જ્ઞાન છે. માટે જ્ઞાન એ સર્વનું આદિકારણ અને ઉપર કહેલા નિર્મળત્વાદિ ગુણ યુકત બ્રહ્મ છે, એમ નક્કી થયું છે. એ બ્રહ્મ અથવા જ્ઞાન યદ્યપિ નિર્વિકલ્પ છે તથાપિ મનુષ્યની દ્રષ્ટિએ બે વિકલ્પવાળું હોઈ શકે. એક તો જ્ઞાન છે (विद्यते); અને બીજો જ્ઞાન નથી (नविद्यते). विद्यते શબ્દ ઉપરથી 'વિદ્યા' (અસ્તિત્વ) અને नविद्यते શબ્દ ઉપરથી 'અવિદ્યા' (મિથ્યાત્વ) બે વિકલ્પ જ્ઞાન ઉપર હોઇ શકે માટે બ્રહ્મની બે શકિતઓ માનેલી છે. એક વિદ્યા અને એક અવિદ્યા. જે વસ્તુ બ્રહ્મમાં છે તે વસ્તુની બ્રહ્મમાં કલ્પના કરવી, એને વિદ્યા માયા કહે છે અને જે વસ્તુ બ્રહ્મમાં નથી તેની બ્રહ્મમાં કલ્પના કરવી, તેને અવિદ્યા માયા કહે છે.

જગત્‌ના કારણ પણાને પામે છે. તે અવિદ્યાને મહાવિદ્યા પણ કહે છે. તે † અનિર્વાચ્ય અને ત્રણ ગુણવાળી તથા પરિણામવાળી છે અથવા ત્રણ ગુણમાંજ પરિણામ પામનારી છે. મતલબ કે એ અવિદ્યામાંથી ત્રણ ગુણની ઉત્પત્તિ થાય છે. રજોગુણ, સત્વગુણ, અને તમો ગુણ, એવા ત્રણ ગુણ કહેલા છે. સત્વ ગુણ શુક્લ વર્ણનો, અને મનુષ્યોના સુખ સંબંધી જ્ઞાનનું આસ્પદ સ્થાન' છે. રજો ગુણ રક્તવર્ણનો, ચંચળ, તથા મનુષ્યોના દુ:ખ સંબધી જ્ઞાનનું આસ્પદ છે. તમો ગુણ કૃષ્ણ વર્ણનો, જડ, અને મનુષ્યોના સુખ તથા દુઃખના જ્ઞાનમાં ઉદાસીન

---

અવિદ્યાનું લક્ષણ 'અનિર્વાચ્ય' એવું કરેલું છે. મતલબ કે અવિદ્યા સત્ એટલે છે, એમ કહેવાય નહિ; કેમકે જો સત્ હોત, તો એનું નામજ 'અવિદ્યા' પડે નહિ. વારૂ, અવિદ્યા અસત્ એટલે 'નથી' એમ પણ કહેવાય નહિ; કેમકે જે વસ્તુ નથી તેજ અવિદ્યા છે. માટે વિદ્વાનોએ અવિદ્યાને અનિર્વચનીય કહેલી છે. અનિર્વચનીય અવિદ્યા વિષે વિશેષ વિચાર કરતાં સમજાશે કે તે અનાદિ કાળની છે. કેમકે જો 'વિદ્યા' હોય તો તે સાથે તેથી વિરૂદ્ધ ભાવ 'અવિદ્યા' નો પણ બોધ થાયજ અને વિદ્યા અથવા અસ્તિત્વ બ્રહ્મનું ઉપલક્ષણ છે એમ કહેવાને બાધ નથી; તો અવિદ્યા પણ તે સાથે હોજ એમ પણ જાણી લેવાય, એટલા માટેજ 'અનાદિ કાળની અવિદ્યાથી યુક્ત થઈને' ઇ૦ કહ્યું છે. કેટલાક પ્રશ્ન કરેછે, કે બ્રહ્મને અવિદ્યાનો યોગ કેમ સંભવે? તેમની શંકાનો નિરાસ થવાને જેમ બન્યું તેમ સંક્ષેપમાં આટલી ટીકા લખી છે.

અવિદ્યાયુક્ત બ્રહ્મ થયું એમ કેહેવાની મતલબ વળી એમ છે કે જે બ્રહ્મમાં નથી. તે તેમાં ભાસ થવા લાગી પ્રથમ હું છું, એવો ભાસ થયો. 'હું છું' એમ જણાયું ત્યારે હું જ્ઞાતારૂપ ચેતનને બીજો જ્ઞેયરૂપ જડ પદાર્થ જોઇએ, માટે તેની કલ્પના થવી પણ શક્ય છે. આવી કલ્પનાઓ એ જગત્ છે. અને તે જગત્ અવિદ્યાના યોગથી શુદ્ધ બ્રહ્મમાં ઉપજ્યું છે. એમ ગ્રંથમાં લખ્યું છે તે યથાર્થ છે. બ્રહ્મ જગતનું અધિષ્ઠાન (સ્થાનરૂપ) અને તેનું જ્ઞાતા છે; અવિદ્યા એ જગત્‌નું ઉપાદાન કારણ છે. અને અવિદ્યાનું ઉપાદાન કારણ બ્રહ્મ છે, માટે જગત્‌નો લય અવિદ્યામાં અને તેનો લય બ્રહ્મમાં અથવા જગત્‌નો લય બ્રહ્મમાં કહિયે તો બાધ નથી.

છે એટલે સુખ દુ:ખના અજ્ઞાનનું આસ્પદ છે. એ રીતે મારા યોગથી ત્રણ ગુણરૂપ તે અવિદ્યા શકિત થાયછે. અને હું રૂપ અધિષ્ઠાનમાં તે ત્રિગુણાત્મક શકિત વિશ્વરૂપને ધારણ કરેછે. છીપમાં રૂપાની પેઠે અને દોરડીમાં સાપની પેઠે મારા થકી માયા વડે આકાશ આદિક ભૂતો ઉત્પન્ન થાય છે. છીપમાં રૂપુ ન છતાં તેમાં રૂપાનો ભાસ થાય છે તથા દોરડીમાં સાપ ન છતાં તેમાં દોરડીનો ભાસ છે, તેમ પરમાત્મામાં જગત્ ન છતાં તેમાં જગત્‌નો ભાસ થાય છે. એ ભાસનું કારણ અનિર્વચનીય માયા છે. જે વસ્તુત: કાંઇ પદાર્થ ન છતાં સત્યના જેવો પ્રતીત થાયછે, તેને માયા કહેછે. એમ મારાથકી માયાવડે ઉપજેલાં પંચ મહા ભૂતોએ આ વિશ્વનો આરંભ કર્યો છે. અને તેમાંથીજ આ પંચ મહા ભૂતનો દેહ ઉપજ્યો છે. માતાપીતાએ ખાધેલા અન્નમાંથી આ છકોશવાળું શરીર ઉત્પન્ન થાયછે. તેમાં સ્નાયુઓ, હાડકાં અને મજ્જા એટલાં ત્રણ વાનાં પિતાથી ઉત્પન્ન થાય છે અને ત્વચા, માંસ, અને રૂધિર એ ત્રણ વાનાં માતામાંથી ઉત્પન્ન થાય છે. વળી તેને છ પ્રકારના ભાવો હોય છે: માયાથકી ઉપજેલા, પિતાથકી ઉપજેલા, રસથકી ઉપજેલા, આત્મથકી ઉપજેલા, સત્યથકી ઉપજેલા, અને સ્વાત્મથકી ઉપજેલા, એવા છ પ્રકાર છે. તેમાં રૂધિર, મેદ, મજ્જા, પ્લીહા, યકૃત, ગુદા, હૃદય, નાભિ, એ વગેરે કોમળ ભાવો માતાથકી ઉપજેલા જાણવા. દાઢી, રૂવાંટાં, માથાના વાળ, સ્નાયુઓ, શિરા અથવા નસાઓ, ધમનીઓ અથવા નાડીઓ, નખ, દાંત, વીર્ય, ઇત્યાદિ સ્થિર ભાવો પિતા થકી ઉપજેલા છે. શરીરનો ઉપચય (ભરાવો), રંગ, વૃદ્ધિ, તૃપ્તિ, બળ, સ્થિતિ, અલોલુપપણું, ઉત્સાહ, એ સર્વે ભાવ રસ થકી ઉત્પન્ન થયેલા જાણવા. ઇચ્છા, દ્વેષ, સુખ, દુ:ખ, ધર્મ, અધર્મ, ભાવના, પ્રયત્ન, જ્ઞાન અને આયુષ્ય એ ભાવો આત્મા થકી ઉત્પન્ન થયેલા છે. શ્રવણેંદ્રિય, સ્પર્શનેંદ્રિય, દર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. એ પાંચ ઇંદ્રિયોના પાંચ વિષય આ પ્રમાણે છે; શ્રવણેંદ્રિયનો વિષય શબ્દ, સ્પર્શનેંદ્રિનો વિષય સ્પર્શ, દર્શનેંદ્રિયનો વિષય રૂપ, રસનેંદ્રિયનો વિષય રસ, અને ઘ્રાણેંદ્રિનો વિષય ગંધ

છે. વાક—વાણી, કર—હાથ, અંઘ્રિ—પગ, ગુદ, અને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિય કહેવાય છે. તેમના વિષય આ પ્રમાણે છે. વાક્ ઈંદ્રિયનો વિષય વચન, હાથનો વિષય લેવું કે આપવું, પગનો વિષય ગમન, ગુદ ઈંદ્રિયનો વિષય મળત્યાગ કરવો, ઉપસ્થ ઈંદ્રિયનો વિષય રતિ કરવી. એ પ્રમાણે કર્મેંદ્રિયોની ક્રિયાઓ છે. તે પછી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એ ચાર મળીને અંતઃકરણ ચતુષ્ટય કહેવાય છે. મનના વિષય એ છે, સુખ અને દુઃખ; સ્મૃતિ, ભય, વિકલ્પ, વગેરે મનની ક્રિયાઓ છે. નિશ્ચયાત્મક સંકલ્પને બુદ્ધિ કહેછે- 'હું અને મારૂં' એવું અંહકારનું રૂપ છે. ચેતના યુક્ત કરે છે, તેને ચિત્ત કહેછે. સત્વ નામે અંતઃકરણ ગુણના ભેદથી ત્રણ પ્રકારનું માનેલું છે. સત્વ, રજ અને તમ એ પ્રકારે સત્વથી ઉપજેલા સાત્વિક ગુણો કેહેવાય છે, અને તે આસ્તિક પણું, શુક્લ ધર્મ [ પવીત્ર ઉત્તમ ધર્મ ], મતિ, ઈત્યાદિક સ્વભાવવાળા તે છે. રજો ગુણથી કામ, ક્રોધ, મદ વગેરે રાજસભાવો પ્રકટે છે. તમો ગુણથી નિદ્રા, આળસ, પ્રમાદ કે ગફલતી, ઠગાઈ ઈત્યાદિક તામસ ભાવો પ્રકટેછે. ઈંદ્રિયની પ્રસન્નતા, આરોગ્ય, અનાલસ્ય, વગેરે ભાવ સત્વથી ઉપજેલા છે. આ દેહ માત્રાત્મક છે, માટે આ તેના ગુણોને તે ધારણ કરે છે. આકાશથી શબ્દ, શ્રોત્ર, વાચાળપણું, વિચિત્રતા, આભ્યંતરમાં સૂક્ષ્મ નાદ ઉઠેછે તે, અને બળ એ ગુણો દેહને મળે છે; વાયુથકી સ્પર્શ અને સ્પર્શેંદ્રિય મળેછે; તેમજ ઉત્ક્ષેપણ ( ફેંકવું ), અવક્ષેપણ ( પોતાના તરફ ખેંચવું ), આકુંચન ( સંકોચવું ), ગમન ( ગતિમાન થવું ), પ્રસારણ ( વિસ્તાર યુકત કરવું ), એ પાંચ, કર્મ વાયુથી ઉત્પન્ન થાય છે. વળી પ્રાણ અપાન વ્યાન સમાન અને ઉદાન એ નામના તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, અને ધનંજય, એ નામના મળ દશ વાયુના વિકાર છે, તે પણ ચપળતા ધારણ કરેછે. તેમાં વિશેષ મુખ્ય પ્રાણ વાયુ છે, તે નાભિથી ઉપર અને કંઠથી નીચેના ભાગમાં રહેલો છે; તે બન્ને નાસિકાઓમાં નાભિમાં, અને હૃદય કમળમાં ફરે છે. તેજ પ્રાણવાયુ શબ્દના ઉચ્ચારણનું અને શ્વાસ લેવા તથા શ્વાસ મૂકવાનું કારણ છે. અપાનવાયુ ગુદામાં, મેઢ્રમાં, કટિ પ્રદેશમાં, જંઘામાં, ઉદરમાં,

વૃષાણુમાં, સાથળમાં, અને ઘુંટણમાં રહે છે; મૂત્ર, પુરીષ વગેરે શરીરમાં બાહાર કાઢી નાખવાં એ તેનું કર્મ કહેલું છે. વ્યાનવાયુ નેત્ર, કાન, ઘુંટી, જીભ અને નાસિકામાં રહે છે; પ્રાણાયામની ધારણ, પ્રાણાયામનો ત્યાગ અને પ્રાણાયામનું ગ્રહણ એ તેનું કર્મ છે. સમાન વાયુ આખા શરીરમાં વ્યાપીને અગ્નિસહિત બોતેર હજાર નાડીછિદ્રોમાં ફરે છે; તે ખાધેલા તથા પીધેલા રસને રૂડે પ્રકારે ચારે પાસે લેઇ જઇને દેહની પુષ્ટિ કરનારી છે. ઉદાનવાયુ બન્ને પગમાં, બન્ને હાથમાં, અને અંગોના સાંધાઓમાં રહે છે; દેહને ઊંચું નીચું કરવું ચલાવવું વગેરે તેનું કર્મ કહેલું છે. ત્વચા આદિક ધાતુઓનો આશ્રય કરીને નાગ, કૃકલ વગેરે પાંચ વાયુઓ રહેલા છે; ઉદ્ગાર (ઓડકાર) આદિક, નિમેષ આદિક, તથા ભુખ તરસ આદિક ક્રમે કરીને તેમનું કર્મ જાણવું. તેમજ તંદ્રિ આદિક તથા શોક વગેરે પણ તેમનું કર્મ કહેલું છે. એ પાંચના પાંચ કર્મનો અનુક્રમઃ—ઉદ્ગાર, નિમેષ, ભુખતરસ, તંદ્રા અને શોક. અગ્નિથકી રૂચિકરપણું, રૂપ, કાંતિ, પાક, અમર્ષ, તીક્ષ્ણ તથા સૂક્ષ્મ, એમનું પ્રકાશ પણું. ઓજ, તેજ, શૂરપણું, બુદ્ધિમાનપણું, એવા ગુણોને દેહ ગૃહણ કરે છે. જળથકી રસન ઇંન્દ્રિય, રસ, શીતળતા, સ્નેહ અથવા રૂચીકાણાપણું, દ્રવતા, સ્વેદ (પરસેવો) અને ગાત્રોની કોમળતા પણ ગૃહણ કરે છે. પૃથ્વીથકી ઘ્રાણ ઇન્દ્રિય, ગંધગુણ, સ્થિરતા, ધૈર્ય, ભારેપણું, ત્વચા, માંસ, મેદ, હાડકાં, મજ્જા, અને વીર્ય, એ ધાતુઓ, એ ગુણોને દેહ ગૃહણ કરે છે. પુરૂષે ખાધેલું અન્ન જઠરાગ્નિવડે ત્રણ પ્રકારે થઇ જાય છે, મતલબ કે તેના ત્રણ ભાગ થાય છે. એનો મોટો તો મળ થાય છે; મધ્યમ ભાગનું માંસ બને છે; અને કનિષ્ટ ભાગનું મન થાય છે; માટે મન એ અન્નમય છે. જળનો મોટો ભાગ મુત્ર થાય છે; મધ્યમ ભાગનું રૂધિર બને છે; અને કનિષ્ઠ ભાગનો પ્રાણ થાય છે; માટે પ્રાણ એ જલાત્મક છે. તેજના મોટા ભાગનાં અસ્થિ થાય છે; મધ્યમ ભાગની મજ્જા થાય છે; અને કનિષ્ટ ભાગની વાણી ઉત્પન્ન કરનારી શક્તિ થાય છે; માટે તેજ, પાણી અને અન્નમય જગત છે. રૂધીરથકી માંસ

થાય છે, માંસથી મેદ થાય છે, મેદથી હાડકાં થાય છે અને હાડકાંથી મજ્જા થાય છે, વળી માંસના સમુદાયથી નાડીઓ બને છે; મજ્જામાંથી વીર્ય બને છે. એ દેહમાં વળી વાયુ, પિત્ત અને કફ એવા ધાતુઓ કહેલા છે. તેમાં જળનું પ્રમાણ દશ અંજલી જેટલું છે; રસનુ પ્રમાણ નવ અંજલી જેટલું છે; રૂધીરની આઠ અંજલી; પુરીષની સાત અંજલી; અને કફની છ અંજલી છે. પિત્તની પાંચ અંજલી; મુત્રની ચાર અંજલી; વસાની ત્રણ અંજલી; મેદની બે અંજલી અને મજ્જાની માત્ર એકજ અંજલી છે. તે પછી અરધી અંજલી વીર્યની છે, તેજ બળ કહેવાય છે. શરીરમાં હાડકાંની સંખ્યા ત્રણસેં સાઠ છે. જલજાસ્થિ, કપાળાસ્થિ; રૂચકાસ્થિ, તરણાસ્થિ અને નવકાસ્થિ એવાં પાંચ પ્રકારનાં અસ્થિ વિદ્વાનોએ કહેલાં છે. શરીરમાં બસેંદસ અસ્થિઓના સાંધા છે. રૈરવ, પ્રસર, તુન્દસેચન, ઉલખલ, સમુદ્ર, મણુક, શંખાવર્ત અને વાયસ તુંડક, એવા તે અસ્થિ સંધિઓના આઠ પ્રકાર કહેલા છે. સાડાત્રણ કોટિ શરીરપર રૂંવાટા છે; અને દાઢી મુછ તથા માથાના વાળ મળીને ત્રણ લાખ છે. હે દશરથના પુત્ર રામ, એ પ્રમાણે મેં તને દેહનું સ્વરૂપ કહ્યું. માટે ત્રણ ભુવનમાં એ દેહ કરતાં બીજો અસાર પદાર્થ છેજ નહિ. આ દેહ ઉપર અભિમાન રાખવા વડે, અહંકાર વડે અને પાપવડે લોકો મહા ઉપાયરૂપ બુદ્ધિ (મોક્ષ થવાની બુધિ) કરતા નથી, એ હમણાં ખેદ-કારક છે. માટે મુમુક્ષુ પુરૂષોએ એ સ્વરૂપ જાણવા યોગ્ય છે.

॥ अहंकारेणपापेन क्रियन्तेहन्तसाम्प्रतम् ॥

॥ तस्मादेतत्स्वरूपंतु बोद्धव्यंतुमुमुक्षुभिः ॥ ६२ ॥

॥ इतिश्रीपद्म० शिव० देहस्वरूपनिर्णयोनामगु० भा० नवमोऽध्यायः ॥ ९ ॥

# अध्याय १० मो.

श्रीरामउ० ॥ भगवान्कुत्रजीवोसौ जन्तोर्देहेऽवतिष्ठते ॥
॥ जायतेवाकुतोजीवःस्वरूपंवास्यकिंवद ॥ १ ॥

**શ્રી રામ કહેછે**—હે ભગવન્, પ્રાણીના દેહમાં જીવ કયી જગોએ રહે છે તથા તેનું સ્વરૂપ કેવું છે તે કહો. વળી તે જીવ દેહનો અંત આવ્યા પછી ક્યાં જાય છે, તથા જઇને ક્યાં રહે છે. તેમજ દેહમાં પાછો ફરીને શી રીતે આવે છે અથવા ફરીને દેહમાં નથીજ આવતો? તે કહો. **શ્રી ભગવાન કહેછે,**—હે મહા ભાગ, તેં બહુ સારૂં પુછ્યું; એ વાત ગુપ્તમાં પણ ગુપ્ત છે. ઇંદ્રાદિક દેવો અને મહર્ષિઓને પણ એ વાત જાણવી મહા કઠિન છે. હે રઘુનંદન, મારે પણ બીજાને કહેવું જોઇએ નહિ, પણ તારી ભક્તિએ કરી પરમ પ્રસન્ન થયેલો હું તને તે કહીશ, માટે ધ્યાન રાખીને સાંભળ. હું સત્ય અને જ્ઞાનસ્વરૂપ છું, અનંત છું, પરમ આનંદ એ મારો દેહ છે. હું પરમાત્મા, પરમ જ્યોતિ અવ્યક્ત અને વ્યક્ત જે મહદાદિક સર્વ તેનું કારણ છું. હું નિત્ય, વિશુદ્ધ, સર્વનો આત્મારૂપ, નિર્લેપ અને નિરંજન છુ. હું સર્વ પ્રકારના ધર્મ થકી રહિત છું અને મનવડે પણ મારૂં ગ્રહણ થઇ શકે એમ નથી. સર્વે ઇંદ્રિયોવડે કરીને પણ ગ્રહણ થવાને હું શક્ય નથી, પણ સર્વનું ગ્રહણ કરનાર હું છું. હું સર્વ લોકનો જાણનારો છું, પણ મારો જાણનારો કોઇ નથી. સર્વે વિકારો અને પરિણામ આદિક ભાવો થકી હું દૂર છું, અર્થાત વિકાર અને પરિણામ વિનાનો હું છું. મન સહિત વાણી જેને પામ્યા શિવાય પાછી વળે છે અર્થાત મનથી જે જાણી શકાતો નથી તથા વાણીથી જે વરણી શકાતો નથી એવા આનંદ બ્રહ્મરૂપ મને જાણીને પુરૂષ કોઇ વાતથી પછી ભય પામતો નથી. જે પુરૂષ સર્વ ભુતને મારામાં જુએ છે તથા સર્વ ભુતોમાં મને જુએ છે, તો તે થકી પછી તેને પોતાની નિંદા કરવી પડતી નથી—પસ્તાવું પડતું નથી. જ્યારે સર્વ ભુત આત્માજ છે એમ

પુરૂષ જાણે છે અને એ રીતે એકપણું તેને પ્રતીત થાય છે ત્યારે શો મોહ અને શો શોક—મોહ શાનો થાય અને શોક શાનો થાય ? એજ સર્વ ભુતોમાં ગુઢ આત્મા છે, તે પ્રકાશ થતો નથી; સુક્ષ્મ દ્રષ્ટિવાળા પુરૂષો તેને સુક્ષ્મ અને અગ્રચ બુદ્ધિથી જુએ છે. અનાદિ કાળની અવિદ્યા થકી હું યુકત છું, તથાપિ હું એક તથા નિર્વિકાર છું. અવ્યાકૃત (નાના વિકારરૂપ થયા વિનાનો) બ્રહ્મસ્વરૂપ જગત્નો કર્તા અને ઇશ્વર હું છું. જેવી રીતે જ્ઞાનમાત્ર જેમાં છે એવા સ્વપ્નમાં આ ત્રણ લોક દ્રશ્ય થાય છે, તેવી રીતે મારેવિષે આ જગત્ દેખાય છે, છે, અને લય પામે છે. નાના પ્રકારની વિદ્યાઓ યુક્ત હું જીવપણાએ કરીને વસું છું. પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય, મન—બુદ્ધિ—ચિત—અહંકાર એ ચાર અંતઃકરણ, અને પાંચ વાયુ પ્રાણાદિક, એટલાં એકઠાં મળીને લિંગ શરીર બને છે. એ લિંગ શરીરમાં અવિદ્યાએ યુકત ચૈતન્યનુ પ્રતિબિંબ પડે છે, વ્યવહારમાં જે જીવ, ક્ષેત્રજ્ઞ કે પુરૂષ કહેવાય છે તે એ જગત્માં ભોગ ભોગવનાર તથા અનાદિ પુણ્ય અને પાપનો ભોગવનાર એજ છે. આ લોકમાં અને પરલોકમાં ગતિ કરનાર તથા જાગ્રત્, સ્વપ્ન, આદિક અવસ્થાઓનો ભોગ લેનાર તે છે. જેમ દર્પણની કાળાશને લીધે મુખ મલિન દેખાય છે, તેવીજ રીતે અંતઃકરણના દોષોએ કરી આત્મા પણ દુષિત જણાય છે. અંતઃકરણ અને આત્મા એ બેનો અરસ્પરસ † અધ્યાસ થઇ જવાથી એકી ભાવના અભિમાને કરીને પરમાત્મા દુઃખ ભોગવનારો છે એમ દેખાય છે. જેમ કોઇ મુઢ બુદ્ધિના પુરૂષને મરૂ ભુમિમાં મધ્યાન્હ કાળના સૂર્યના કરણ જળરૂપ દેખાય છે, પણ તે ભિનાશવાળાં હોતાં નથી, પણ ઉલટાં તાપ ઉપજાવનારાં હોય છે. તેવીજ રીતે આત્માપણ નિર્લેપ છતાં મુઢ બુદ્ધિનાં મનુષ્યોને પોતાની અવિદ્યારૂપ પોતાના દોષે કરીને કર્તૃત્વં આદિક ધર્મવાળો જણાય છે. અન્નમય પિંડમાં નખથી શીખા પર્યંત આખા દેહમાં વ્યાપીને જીવ હૃદયમાં રહે છે, તે હું તને કહું છું;

† આત્મામાં અંતઃકરણ બુદ્ધિ અને અંતઃકરણમાં આત્મા બુદ્ધિ એને આત્મા તથા અંત કરણનો પરસ્પરનો અધ્યાસ કહે છે.

સાવધાન થઇને સાંભળ: પુરીતત્ નામનો એક માંસનો પિંડ છે, જે નાભિથી ઉપર અને કંઠથી નીચે, એટલી જગામાં સદા વ્યાપીને રહે છે. તેના મધ્યમાં કમળના કોશની પેઠે નાળ અથવા દાંડા સહિત હૃદય છે. તેમાં નીચા મોઢાનું એક ઉત્તમ અને સુક્ષ્મ છિદ્ર છે, તેને'દહરાકાશ'કરીને કહે છે, તેમાં જીવ રહેછે. વાળના અગ્રના સો ભાગ કરી તેમાંથી એક ભાગ લેઇ તેના સો ભાગની કલ્પના કરીએ તો તેમાંના એક ભાગ જેવડો જીવ જાણવો. તે અનંત કાળ લગી જેવોને તેવોજ રહે છે. કદંબના પુષ્પમાંથી ખીલેલા કેસરની પેઠે હૃદયમાંથી નાડીઓ ચારે પાસે પસરી છે, તે વડે આખું શરીર વ્યાપ્ત છે. તે હિત ફળને આપેછે, માટે તેમને 'હિતા' કરીને કહે છે; તે બોતેર હજાર છે એમ યોગ જાણવામાં કુશળ પુરૂષોએ ગણના કરી છે. જેમ સૂર્યના કિરણ ચારેપાસે ફેલાયલાં હોય તેમ હૃદયમાંથી નીકળેલી એકસો એક તેમાં મુખ્ય છે તે ચારેપાસે ફેલાયલી છે. સ્વપ્નાદિક ફળનો ભોગ આપવાને અર્થે કર્માદિક હેતૂઓથકી ઉત્પન્ન થયેલી વિષય ગ્રહણ કરવાને; તત્પર થયેલી નાડીઓ પ્રત્યેક ઈંદ્રિય પ્રત્યે દશ દશ ગયેલી છે. જેમ નદીઓ પાણીને વહે છે, તેમ નાડીઓ કર્મના ફળને વહે છે. એક નાડી અંતરહિત મૂર્દ્ધ પર્યંત વેગે કરીને ઊંચે ગયેલી છે તેને 'સુષુમ્ના' કરીને કહે છે. તે નાડીને માર્ગે જતાં મુકિત થાયછે. ત્યાં રહેલા ચૈતન્યને જ્ઞાનીઓ 'જીવાત્મા' કહે છે. જેમ રાહુ અદ્રશ્ય છતાં પણ ચંદ્ર મંડળમાં દ્રષ્ટિએ આવે છે, તે પ્રમાણે આત્મા સર્વ દેહમાં વ્યાપ્ત છતાં પણ લિંગદેહમાં દ્રશ્યમાણ થાય છે. જેમ આકાશ સર્વત્ર પરિપૂર્ણ છતાં ઘડો એક સ્થળમાંથી બીજા સ્થળમાં લેઇ જવાની સાથે ઘટાકાશ પણ લેઇ જવામાં આવેછે એમ કેહેવાય છે, તેમ આત્મા પણ નિશ્ચળ અને પરીપૂર્ણ તથા સર્વ સ્થળમાં વ્યાપ્ત છતાં પણ લિંગદેહ નીકળી જવાની સાથે 'આત્મા જાય છે એમ કહેવામાં આવે છે. પ્રકટ–સ્પષ્ટ થઇ છે વિશેષ બુદ્ધિ જેને એવો અલ્પજ્ઞ આત્મા, જેમ સૂર્ય ક્રિયારહિત છતાં દશે દિશાઓમાં વ્યાપે છે તેમ, ક્રિયા રહિત છતાં પણ સર્વ ભાવોમાં જાગ્રત્ સમયે વ્યાપે છે.

લિંગદેહમાં ઉપજેલી વૃતિઓ તે તે કર્મના અનુસારે કરિને જાગૃત અ-વસ્થાના ભોગની પ્રાપ્તિને અર્થે નાડીઓને માર્ગે વિષયો તરફ જાય છે. આ લિંગશરીર મોક્ષ થાય ત્યાં લગી નિવૃત્તિ પામતું નથી. અવિદ્યા સહિત લિંગશરીરનો આત્મજ્ઞાનથી નાશ થયા પછી આત્મ સ્વરૂપે કરીને જે રહેવું તેને 'મુકિત' એ પ્રમાણે કહે છે. કુંભારે ઘડો ઉપ-જાવ્યો એટલે તે જેમ ઘટાકાશ પણાને પામે છે અને ઘડો નાશ થયાથી જેમ તે આકાશ પોતાના સ્વરૂપે કરીનેજ રહે છે, તેમ લિંગશરીર ઉપજવાની સાથેજ જીવ ઉત્પન્ન થાય છે અને તે લિંગ શરીરનો નાશ થવાની સાથેજ પાછો પોતાના અસલ સ્વરૂપે રહે છે. જાગૃત્ અવસ્થાનાં કર્મનો ક્ષય થવાથી સ્વપ્નનો ભોગ ઉપસ્થિત થાય છે ત્યારે દેહાદિકને આશ્રય કરીને રહેલી બોધાવસ્થાને અંતર્ધાન કરીને કર્મ કરીને ઉત્પન્ન થયા છે સંસ્કાર જેને એવો જીવ, માયાવી જેમ પોતાની માયાવડે બીજી અવસ્થા ધારણ કરે તેમ, સ્વપ્નમાં રમવાની ઇચ્છાવડે બીજી અવસ્થાને પામે છે. સ્પષ્ટાર્થ એનો આ પ્રમાણે છે;—જાગૃત્ અવસ્થામાં ભોગવવાનાં કર્મ જીવ ભોગવે રહે છે, ત્યારે સ્વપ્નમાં ભોગવવાનાં કર્મ ભોગવવા તેને સંસ્કાર બળથી જવું પડે છે. જાગૃત્ અવસ્થામાં જે જ્ઞાન જણાય છે, તે સ્થુલ દેહને આશરીને રહ્યું છે, તે જ્ઞાનની અ-વસ્થા સંસ્કાર બળે અંતર્ધાન થઇ જાય છે, અને સ્વપ્ન ભોગ આપ-નારાં કર્મના સંસ્કાર બળથી તે સ્વપ્નાવસ્થામાં જઇ તે તે ભોગ ભોગવે છે. વસ્તુતઃ આત્મા તો કર્મના પરાધિન પણાથી વાસનામાત્રે કરી રહે-લા ઘટાદિક સર્વે વિષયો અને બુદ્ધિ આદિકનાં કારણભૂત ભૂતો એ સર્વને જોતો સ્વયંપ્રકાશ સાક્ષિરૂપે કરીને રહે છે. અહીઆં એમ સ-મજવું કે અંતઃકરણ આદિકને વાસિત કરવા વડે આત્માનું વાસના રૂપત્વ કહેવાય છે. એજ કારણથી પરમાત્મા વાસના માત્રનો સાક્ષી છે એમ પણ જાણવું. જાગૃત્ અવસ્થામાં જેમ વાસનાઓ વડે કર્મ પ્રેરેલો આ જગતનો પ્રપંચ વિસ્તાર દેખાય છે, તેમ સમગ્ર વૃત્તિનો સાક્ષી આત્માજ કર્તારૂપ, કર્મરૂપ, તથા ક્રિયારૂપ થઇને પોતાની મેળે પ્રકાશે છે. એ સાક્ષિરૂપ આત્માનું વાસના માત્રનું સક્ષિત્વ તે સ્વપ્ન કહેવાય છે.

ગયા જન્મમાં જે કર્મ કર્યું છે, તે નજિક હોવાથી વાસનાના બળથી વયના આદ્યભાગમાં બહુધા મનુષ્ય જુએ છે. વયના મધ્યભાગમાં ઇંદ્રિયોનું કર્કશપણું થવાને લીધે આ જન્મમાં પ્રાપ્ત કર્યાં છે કર્મ જેણે એવો પ્રાણી વાસના તથા કર્મના બળથી બહુધા સ્વપ્ન દેખે છે. પરલોકમાં જવાની તૈયારીવાળો આત્મા (પુરૂષ) કર્મ અને વિદ્યાદિકે કરી સંચય કરેલું ભાવિ જન્મનું રૂપ સ્વપ્નમાં દેખે છે. જેમ આકાશ મંડળમાં ઉડી ઉડીને થાકેલો કોઇ બાજ પક્ષી નિરાંતે શયન કરવાના ઘરરૂપ માળામાં બન્ને પાંખો સંકોચીને તેમાં રહેવાનો યત્ન કરે છે, તે પ્રમાણે આત્મા પણ જાગૃત તથા સ્વપ્ન ભૂમિમાં ફરી ફરીને થાકે છે, ત્યારે ઇંદ્રિય સમૂહનું પાન કરીને–ઇંદ્રિયોનો પોતામાં લય કરીને કારણ દેહની સાથે એકરૂપ થઇ જાયછે. નાડી માર્ગોએ કરી ઇંદ્રિયોની વાસનાઓને ખેંચી લેઇને તથા સકળ કાર્યમાત્રનો ગ્રાસ કરીને, વિજ્ઞાનરૂપે કરી, જેવી રીતે સુખમય થવાય તેવી રીતે, અવ્યાકૃત ઇશ્વરના રૂપમાં લય પામે છે. જેમ કામાતુર થયેલી સ્ત્રીને સંભોગના અંતમાં જેવું સુખ પ્રાપ્ત થાય છે, તેમ આત્માને પણ તે દશામાં તમામ પ્રપંચનો લય થવાથી શાંતિ ઉપજે છે. જેને એમ વિષયાદિકથી આનંદ થાય છે, તે આનંદમય આત્મા બાહારનો છે. પણ જેવો કેવળરૂપ અંતરનો આત્મા છે, તેવો તે નથી. તે આત્મા તો † પ્રાજ્ઞપણાને પામીને વિજ્ઞાન રૂપે રહે છે. યદ્યપિ તે રીતે તે વિજ્ઞાનરૂપ આત્મા અને કારણ રૂપ આત્મા છે, તથાપિ અવિદ્યાની સૂક્ષ્મ વૃત્તિઓએ કરીને સુખનો અનુભવ લેછે. મતલબ કે કારણ દેહમાં પણ આત્મા સુખાદિકનો અનુભવ કરે છે. કારણ દેહમાં તો અવિદ્યા છે માટે અજ્ઞાન છે, એમ કોઇ કહેશે પરંતુ અજ્ઞાન-

† સ્થૂલ દેહના અભિમાનવાળા આત્માને 'વિશ્વ' નામ આપેલું છે; સૂક્ષ્મ દેહના અભિમાનવાળાને 'તૈજસ' નામ આપેલું છે; અને કારણ દેહના અભિમાનવાળાને 'પ્રાજ્ઞ' નામ આપેલું છે. આત્મા કારણ દેહમાં જાય છે અથવા બીજે રૂપે બોલીએ તો કારણમાં લીન થાય છે ત્યારે તે 'પ્રાજ્ઞ' કહેવાય છે. અને પંચકોશમાંથી છેલ્લો 'આનંદમય' કોશ એ તેનું સ્થાન છે.

ના પણ સાક્ષી આદિક વૃત્તિઓથી અનુભવ થાય છે. જેમકે 'હું સુખે કરીને સૂઇ રહ્યો અને મેં કાંઇ જાણ્યું નથી' એવું અજ્ઞાન સંબંધી જ્ઞાન પણ તેને પાછળથી ઉત્પન્ન થાય છે. એ રીતે જાગૃત્ સ્વપ્ન અને સુષુપ્તિ નામે અવસ્થાનું જ્ઞાન છે. આ લોક તથા પરલોક પછી, જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે, તેમ કર્મના સામર્થ્યથી કારણમાંથી મન, બુદ્ધિ વગેરે ઉત્પન્ન થાય છે. જળથી ભરેલો ઘડો જેમ જળાશયમાં ડૂબી જાય તો પાછો કાઢીએ ત્યારે પાછો તે જળ સહિતજ આવે છે તેમ વિજ્ઞાન રૂપ આત્મા જે વાસનાઓ સાથે અવિદ્યામાં લીન થાય છે, તેજ વાસનાઓ સહિત પાછો બાહાર આવે છે ત્યારે પણ હોય છે. વિજ્ઞાનરૂપ અને કારણરૂપ ઉપાધિઓમાં આત્મા હોવાથી તે રૂપે તે દેખાય છે, તે ઉપાધીઓ નાશ પામે છે, ત્યારે તે પણ અદર્શ થાય છે. જેમ સૂર્ય એક આકારનો છતાં જૂદા જૂદા પાત્રોમાં જૂદે જૂદે રૂપે ભાસે છે, તેજ પ્રમાણે પર પુરૂષ કૂટસ્થ આત્મા આવે છે અને જાય છે એ પ્રમાણે દેખાય છે, પણ મોહ માત્રના પડદા થકી એ સર્વ તેને વિષે ભાસ માત્ર થાયછે–તેને લાગુ પડે છે, પરંતુ આત્મા દેહાદિક થકી અતીત (પેલીપાર) છે, અને સ્વભાવે કરીનેજ સ્વયંપ્રકાશ છે હે દશરથના પુત્ર રામ, એ પ્રમાણે જીવનું સ્વરૂપ મેં તને કહ્યું.

॥ एवंजीवस्वरूपंतेप्रोक्तंदशरथात्मज ॥ ६३ ॥

॥ इतिश्रीपद्म० उप० शिव० ब्रह्म० योग० शिवरा० जीवस्वरूपकथनंनामगु० भा० दशमोध्याय:

---

# अध्याय ११ मो.

श्रीभगवानुवाच ॥ देहांतरगतिस्वस्यपरलोकगतिंतथा ॥

वक्ष्यामिनृपशार्दुलमत्तःशृणुसमाहितः ॥

આત્માની અન્ય દેહમાં ગતિ તથા તેની પરલોકમાં ગતિ હું તને કહીશ. હે રાજાઓમાં વ્યાઘ્રરૂપ, મારાથકી સાવધાન થઇને સાંભળ. આ લોકમાં જે ખાવામાં તથા પીવામાં આવે છે, તેના રસથી સ્થૂલ

દેહમાં આમનું બંધન થાય છે અને તે વડે લિંગ દેહનું જીવન અને ધારણ થાય છે. વ્યાધિ વડે અથવા વૃદ્ધાવસ્થાને લીધે જઠરમાં રહેલો અગ્નિ કફથી દબાય છે તેથી ખાધેલું અન્ન કે પીધેલા રસ વગેરેનું પૂરેપૂરૂં પાચન થઇ શકતું નથી. ખાધેલા કે પીધેલા રસના અભાવથી ધાતુઓ જલદી સુકાઇ જાય છે. તેથી ખાધેલા પીધેલાના રસથીજ નિરંતર દેહનું લેપન થયા કરે છે. એ ધાત્વાદિકને સમાન કરે છે માટે તે સમાન વાયુ કહેવાય છે. પણ હવે તે રસના અભાવથી આમ બંધનોની હાનિ થાય છે. પછી જેમ રસ પરિપક્વ થયાથી દીંટા માંથી કેરીનું ફળ પોતાની મેળેજ ગરી પડે છે, તેમ લિંગદેહ પોતાની મેળેજ દેહમાંથી ચાલવા માંડે છે. પછી ઇંદ્રિયોની વાસનાને અને અધ્યાત્મિક તથા અધિભૂતોને સ્થાનમાંથી ખેંચીને હૃદય કમળમાં લિંગ દેહ એકતા પામે છે. તે સમયે ઉર્ધ્વસ્થાનને પામેલો તથા નવ વાયુઓથી એકત્ર થયેલો પ્રાણવાયુ દીર્ઘ શ્વાસ કાઢનારો થાય છે તથા તે લિંગ-દેહની સાથે એકતા પામે છે. પછી વિજ્ઞાન રૂપ આત્મા પ્રજ્ઞાત્માનો આશ્રય કરીને નેત્ર અથવા મુર્ધા અથવા નાડીને માર્ગે થઇને વિદ્યા કર્મથી સંયુક્ત તથા વાસનાઓ સહિત લિંગદેહ પ્રત્યે ચાલવા માંડે છે. જેમ કોઇ ઘડાને એક સ્થળમાંથી બીજા સ્થળમાં લેઇ જવામાં આવે છે, ત્યારે તેમાં પૂરાયલું આકાશ, યદ્યપિ પોતે તો સર્વત્ર છે તથાપિ, ઘટાકાશપણાને પામીને તે તે સ્થળમાં જાય છે, તેમ પરમાત્માનું લિં-ગ શરીર પણ કર્મને અનુસારે એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. એ પ્રમાણે જેમ મત્સ્ય બે કાંઠાની વચ્ચે વારા ફરતી ફર્યા કરે છે, તેમ મોક્ષ થતાં લગી જીવ ભ્રમણ કરે છે. જો પાપના ભોગ ભોગવવા તેને જવું પડે છે, તો યમદૂતોની સતા નીચે આવેલો તે યાતના દે-હનો આશ્રય કરીને કેવળ નરકોનેજ પામે છે. જે પુરૂષ સર્વકાળે ઇષ્ટાપૂર્તાદિક કર્મ કરે છે તે અગ્નિના ધૂમનો આશ્રય કરીને પિતૃલોક પ્રત્યે જાય છે. ધૂમથકી રાત્રિને પામે છે; રાત્રિથકી કૃષ્ણ પક્ષને પા-મે છે; કૃષ્ણપક્ષ થકી દક્ષિણાયનને પામે છે; અને તે પછી પિતૃઓના લોકને પામે છે. પિતૃઓ ચંદ્ર લોકમાં રહે છે, માટે તે ચંદ્રલોકમાં

જઈને દિવ્ય દેહ પામીને ઉત્તમ લક્ષ્મીને ભોગવે છે. તે ચદ્ર લોકમાં પોતાનાં કર્મનાં ફળ ભોગવી રહેતા લગી વસે છે; તેમજ કર્મ શેષ હોવાથી પાછો ફરીને જેવો તે આ લોકમાં આવે છે ત્યારે તે શરીરનો ત્યાગ કરીને જીવપણાને પામીને તે આકાશમાં આવે છે. આકાશ થકી વાયુમાં આવે છે; વાયુથકી જળમાં જાય છે; જળમાંથી મેઘને પામીને પછી તે વૃષ્ટિરૂપે થાય છે. પછી કર્મથી પ્રેરેલો તે ભક્ષ્ય કરવાનાં ધાન્યમાં આવે છે. કેટલાક જીવો દેહ ધારણ કરવાને દેહધારીઓની યોનિને પામે છે. કેટલાક પોતાનાં કર્મ તથા શ્રુત પ્રમાણે વૃક્ષાદિક સ્થાવરને પામે છે. પછી જેઓ અન્નપણાને પામે છે, તેઓ માતાપિતાના ભોજનમાં આવે છે. તે પછી તેનું વીર્ય થાય છે તથા સ્ત્રીને રજ થાય છે. પછી કર્મને અનુસારે સ્ત્રી, પુરૂષ તથા નપુંસક જન્મે છે. એ પ્રમાણે જીવની ગતિ મેં તને કહી. હવે તેની મુક્તિ હું તને કહું છું. જે મનુષ્ય શાન્તિ આદિકથી યુક્ત થઈને નિરંતર વિદ્યાને વિષે આસક્ત થાય, તે પુરૂષ વિમાનમાં બેશીને બ્રહ્મ લોકના અંત સુધી જાય છે. પ્રથમ અગ્નિની જ્વાળારૂપ થઈને પછી તે દિવસને પામે છે. પછી તે શુક્લ પક્ષને પામે છે. પછી ઉત્તરાયણને પામીને સંવત્સરને પામે છે. સૂર્યલોક અને ચંદ્રલોકને પામીને તે પછી વિદ્યુત્‌ના લોકને પામે છે. પછી કોઈક દિવ્ય પુરૂષ બ્રહ્મ લોકથી તે સ્થળમાં આવે છે, તે તેનું દિવ્ય શરીર સાથે સંધાન કરીને તે જીવને એ પ્રકારે લેઈ જાય છે. બ્રહ્મ લોકમાં દિવ્ય દેહ મળે છે, તેમાં ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવીને તથા ત્યાં ઘણાક કાળ લગી રહીને બ્રહ્માની સાથે તે મુક્તિ પામે છે. જે શુદ્ધ બ્રહ્મમાં આસક્ત છે તે તો કહીં પણ જતો નથી, પણ જળમાં જેમ સિંધવનો ગોળો લય પામે છે, તેમ તેના પ્રાણ પરમાત્માને વિષે લીન થાય છે. જેમ સ્વપ્નમાં જોયેલી સૃષ્ટિ જાગ્રત્ થયા પછી લય પામે છે, એમ બ્રહ્મજ્ઞાનવાળાના પ્રાણ પણ તે સમયે લય પામે છે. વિદ્યાકર્મથી રહિત જે પુરૂષ હોય તે તૃતીય સ્થાનને પામે છે અને અહીં મહારૌરવ તથા રૌરવ આદિક ઘોર નરક ભોગવીને પછી પ્રાક્તન કર્મ શેષ રહેવાથી અધમ જંતુ તે થાય છે, તથા જુ, મચ્છર, ભગતરૂ

એવા જન્મ પૃથ્વીપર તે પામે છે. એ પ્રમાણે જીવની ગતિ મેં તને કહી. હવે તું બીજું શું સાંભળવા ઇચ્છે છે? **શ્રી રામ કહેછે**—હે ભગવન્, તમે જે કહ્યું તે તો જ્ઞાન અને કર્મનું ફળ છે; હે પ્રભો, જ્ઞાનેથી બ્રહ્મલોકમાં અને કર્મથી ચંદ્રલોકમાં ભોગ ભોગવે છે. પણ ગંધર્વાદિક લોકોમાં ભોગ કેમ કહ્યા છે? કોઇ દેવપણાને પામે છે અને કોઈ ઈંદ્રપણાને પામે છે, એ તે કર્મનું ફળ છે કે વિદ્યાનું ફળ છે? હે ગિરજાકાંત, એ મને કહો; એમાં મને મોટો સંશય છે. **શ્રી ભગવાન કહેછે.**—તે ફળ જ્ઞાન અને કર્મને અનુસારે થાય છે. જુવાન હોય, સુંદર હોય, નીરોગી અને બળવાન હોય, સાત દ્વિપ જેને છે એવી વસુમતી (પૃથ્વી) નું રાજ્ય નિષ્કંટક કરતો હોય, તો તે માનુષાનંદ જાણવો—માનુષાનંદ એને કહેછે. જે મનુષ્ય તપ કરેછે, તે ગંધર્વ થાય છે; એનો આનંદ માનુષાનંદ કરતાં સોગણો છે. તેના કરતાં દેવના ગંધર્વનો આનંદ સોગણો છે. એ પ્રમાણે દેવતાઓની સંપતિને જેઓ જાણતા નથી એવા ચિરકાળ સુધી સ્થિતિવાળા પિતૃઓનો આનંદ સોગણો છે. એમ ઉત્તરોત્તર સો સોગણો આનંદ જાણવો. એજ પ્રમાણે દેવોનો, ઈંદ્રોનો, દેવના ગુરૂનો, અને પ્રજાના પતિ બ્રહ્માનો આનંદ ઉત્તરોત્તર સોસો ગણો જાણવો. જ્ઞાનના અધિક પણાથી આનંદનું પણ અધિકપણું છે; એ સિવાય દેવ લોકમાં બીજું કાંઇ નથી. વેદને જાણનારો, પાપ થકી રહિત, કામ વાસનાથી નહિ હણાયલો એવો જે કોઇ બ્રાહ્મણ હોય તેનો પણ આનંદ સો ગણો જાણવો. એ પ્રમાણે ઉત્તરોત્તર આનંદ કહ્યા છે. માટે હે દશરથના પુત્ર, આત્મજ્ઞાનથી બીજો પરમ આનંદ નથી. બ્રાહ્મણ જો જ્ઞાનવાન હોય તો કર્મ વડે વૃદ્ધિ પામતો નથી, હીન થતો નથી કે પાપ કર્મથી લેપાતો નથી. માટે બ્રાહ્મણ જ્ઞાને કરીને સર્વ થકી અધિક થાય છે. જ્ઞાન મેળવીને જે કર્મ કરે છે, તેને અક્ષય્ય ફળ પ્રાપ્ત થાયછે. મનુષ્ય કોટિ બ્રાહ્મણને ભોજન કરાવ્યાથી જે ફળ પામે છે, તે ફળ જે એક જ્ઞાનીને ભોજન કરાવે છે તેને પ્રાપ્ત થાય છે. જે કાંઇ જ્ઞાનીને આપવામાં આવે છે, તે કોટિ ગણું થાય છે. જે અધમ મનુષ્ય જ્ઞાની પુરૂષનો દ્વેષ કરે છે, તે સૂકાઇને મૃત્યુ પામે છે, કેમકે જ્ઞાની

પુરૂષ તો ઇશ્વરજ છે. હે રાજન્ ઉપાસન કરનારો પુરૂષ પુનઃ અધો-ગતિને પામતો નથી, માટે ઉપાસન કરવામાં આસક્ત થઇને સુખી થા.

॥ उपासको नयात्येवयस्मात्पुनरधोगतिम् ॥

॥ उपासनरतोभूत्वातस्मात्त्वंसुखीनृप ॥ ४७ ॥

॥ इतिश्रीपद्मपुराणे० उप० शिवगी० अ० यो० शिवरा० जीवगत्यादि निरूपणं नामगु० भा० एकादशोध्याय. ॥ ११ ॥

---

# अध्याय १२ मो.

श्रीरामउ० ॥ भगवन्देवदेवेशानमस्तेस्तुमहेश्वर ॥

॥ उपासनविधिंब्रूहि देशाकालंचतस्यतु ॥ १ ॥

**શ્રી રામ કહે છે,**—હે ભગવન્, હે દેવના દેવ, હે પ્રભો, હે મહેશ્વર, તમને નમસ્કાર છે; જો તમારી મારા ઉપર કૃપા છે, ત્યારે મને ઉપાસન કરવાનો વિધિ, તેનો દેશ, કાળ, અંગ અને નિયમો કહો. **ઈશ્વર કહે છે,**—હે રામ, ઉપાસન કરવાનો દેશ તથા કાળ કહું છું, તે તું સાંભળ. સત્, ચિત્ તથા આનંદ એ જેનો દેહ છે એવો હું સર્વ રૂપે થયેલો છું. સર્વ દેવતાઓના દેહ મારા અંશે કરીને વિભક્ત થયેલા છે. હે રાજેંદ્ર, જે બીજા દેવતાઓને પણ શ્રદ્ધા પૂર્વક ભજે છે, તેઓ વિધિને છોડીને મનેજ ભજે છે; કેમકે આ સર્વ જગત્ મારાથકી વ્યતિરિક્ત નથી. હું સર્વ ક્રિયાઓનો ભોક્તા છું અને સર્વનો હું ફળદાતા છું. જે મનુષ્યો જે રૂપે કરીને મારી ઉપાસના કરે છે, તે રૂપે કરીને તેમને હું પ્રસન્ન થઇને અભીષ્ટ ફળ આપું છું, એમાં સંશય નથી; કેમકે સર્વ આકારે કરીને પણ હું એકજ છું. એક મારેજ વિષે આસક્ત થઇને કોઇ ગમે તેવો દુરાચારી પણ મારી ભક્તિ કરતો હોય, તો તેને સાધુ પુરૂષજ જાણવો; કેમકે તેનો નિશ્ચય અતિ ઉત્તમ છે.

જે અનન્ય બુદ્ધિવાળો મનુષ્ય પોતાના જીવપણાની સાથે મને એક રૂપજ જાણે છે, તેને બ્રહ્મહત્યાદિક પાપ પણ સ્પર્શ કરતાં નથી. હવે તેમાં બુદ્ધિમાન પુરૂષોએ ઉપાસનાની વિધિઓ ચાર કહેલી છે, તેનાં નામ; સંપદ્, આરોપ, સંવર્ગ અને અધ્યાસ. ગુણના યોગથી અલ્પને જે અધિકપણે કરીને ચિન્તન કરવું તેને સંપદ્ વિધિ કહ્યો છે. જેમ મન અનંત છે. આ સ્થળમાં મન અલ્પ છે અને અનંત અધિકત્વ છે. અલ્પ મનનું અનંત અધિકપણાએ કરીને ચિંતન એ સંપદ્ નામે ઉપાસનાનો વિધિ છે. વિધિમાં આરોપણ કરીને જે ઉપાસના કરવી તેને સારોપ વિધિ કહ્યો છે. જેમ પ્લુત ઉચ્ચારે કરીને ઓંકારનું ઉપાસન કરવું એમ કહ્યું છે. આ જગોએ પ્લુત ઉચ્ચારે કરી ઉપાસન કરવું, અન્યથા ન કરવું; એવો વિધિ (કર્તવ્યતા) છે. એ વિધિમાં આરોપણ કરીને એટલે એ વિધિ પ્રમાણેજ જે ઉપાસન કરવુ તેને સારોપ કહે છે. આ પણ એક દ્રષ્ટાંત છે, માટે બીજા ઉપાસનાના વિધિઓમાં પણ જ્યાં જ્યાં અમુક વિધિ નિર્દિષ્ટ કર્યો હોય ત્યાં ત્યાં ઉપાસનાનો સારોપ વિધિ સમજવો. બુદ્ધિપૂર્વક જે આરોપ કરવો તે ઉપાસનાના વિધિને અધ્યાસ નામે વિધિ કહે છે. જેમ સ્ત્રીને વિષે અગ્નિનો આરોપ કરવો તે અધ્યાસ છે. મતલબ કે સ્ત્રી અગ્નિરૂપ નથી. તથાપિ બુદ્ધિપૂર્વક સ્ત્રીને વિષે અગ્નિની ધારણા કરીને તેની ઉપાસના કરવી એ સ્ત્રીમાં અગ્નિનો અધ્યાસજ જાણવો. "અધ્યાસ વિધિ સમજાવવાને સ્ત્રીનું દ્રષ્ટાંત આપ્યું છે એમ જાણવું. આરોપ વિધિમાં શાસ્ત્રે કહેલા વિધિમાં આરોપ કરવાનો હોય છે, અર્થાત્ અમુક ઉપાસના આ રીતે કરવી, આ રીતે નહિ; એમ નિર્દિષ્ટ કરેલા વિધિને અનુસરવાનું હોય છે, પણ અધ્યાસ વિધિમાં તો અમુક પદાર્થમાં બુદ્ધિ પૂર્વક આરોપ કરવાનો હોય છે. જેમ નર્મદાના પાષાણમાં શંકરનો આરોપ કરીને તેનું પુજન કરવું અથવા વસ્ત્રને અર્થે અક્ષત સમર્પણ કરૂં છું. આ સ્થળમાં અક્ષત એ કાંઇ વસ્ત્ર થતાં નથી તથાપિ તેમાં બુદ્ધિ પૂર્વક વસ્ત્રનો આરોપ કર્યો છે માટે એ અધ્યાસ વિધિ છે" ક્રિયાયોગે કરીને જે ઉપાસનાનો વિધિ છે, તેને સંવર્ગ વિધિ કહે છે.

જેમ વાયુ પ્રલય કાળમાં ભૂતમાત્રનો સંહાર કરીને એકલો જગત્‌ને પૂર્ણ કરે છે. અહીં વાયુનો સંહાર કરવા રૂપ ક્રિયા–યોગ છે એ સંવર્ગ વિધિ છે. એજ પ્રમાણે પ્રાણાયામાદિક ક્રિયાયોગે કરી ઉપાસન કરવાનો વિધિ તે સંવર્ગ વિધિ જાણવો. બુદ્ધિવડે સમીપમાં જઈને દેવતા રૂપે થઇ સ્થિતિ કરવી તેને અંતરભાગનું ઉપાસન કહે છે. સમીપમાં જઈને કહેવાથી એમ સમજવું કે દેવતારૂપ પોતે થઇ દેવતાનું ઉપાસન કરવું. જે જેનું ઉપાસન કરે છે, તે તેના સમીપમાંજ છે. સંપદ્, આરોપ, અધ્યાસ અને સંવર્ગ એ બાહારનાં ઉપાસન છે. શિવ આત્મા છે તે પ્રકારે હું પણ આત્મા છું, માટે શિવ તથા હુંમાં કાંઇ ભેદ નથી; આવું જ્ઞાન થવું તેને સજાતિ જ્ઞાન કહે છે. એવા સજાતિ જ્ઞાનની સંહતિ બીજા કોઇ પ્રકારના જ્ઞાને કરી અંતરાયવાળી ન થઇ હોય તથા તેણે કરી દેવતાપણું પ્રાપ્ત થયું હોય તેને 'ઉપાસન' કહેલું છે. સંપદ્ આદિક ઉપાસનના બાહ્ય વિધિઓમાં દ્રઢબુદ્ધિને ઉપાસન કહે છે, તેમ કર્મને સમયે તેનાં અંગોમાં દ્રષ્ટિમાત્ર રાખવી તે પણ ઉપાસન છે. "કર્મકાળે તેનાં અંગોમાં દ્રષ્ટિમાત્ર રાખવી તે શું? તે સ્પષ્ટ થવાને ઉદાહરણ: જેમ હું શિવરૂપ છું એવા જ્ઞાનથી યુક્ત થઇ કોઇ પુરૂષ શિવલિંગનું પૂજનરૂપ ઉપાસન કરવા બેઠો છે, ત્યારે તેણે પુષ્પ કોને ચઢાવવાં? પોતાને કે શિવના બાણને? આ સ્થળમાં પૂજનરૂપ કર્મકાળે તે કર્મના અંગભૂત પુષ્પ સમર્પણમાં દૃષ્ટિ માત્ર રાખવી કે હું શિવરૂપ છતાં પણ મારે ઉપાસ્ય આ શિવનું બાણ છે પણ આ મારો ભૌતિક દેહ ઉપાસ્ય નથી, માટે મારે પુષ્પ તો શિવલિંગનેજ સમર્પણ કરવાં; એમ કહેવાની † મતલબ છે" એ પ્રમાણે ઉપાસન કહ્યું. હવે તેનાં અંગ કહું છું, તે સાંભળ. તીર્થક્ષેત્ર આદિકમાં જવું તથા શ્રાદ્ધ કરવું એ ઉપાસનનાં અંગમાં ગણવાં નહિ, પણ તેનો ઉપાસનનાં અંગમાંથી ત્યાગ કરવો.

---

† શ્રી શંકરાચાર્યે પણ સ્વાત્મ નિરૂપણમાં કહે છે કે,—

" सत्यपि भेदापगमे नाथतवाहंनमामकीनस्त्वं "

ઇત્યાદિ તમારા તથા મારા વચ્ચેથી ભેદ યદ્યપિ નાશ પામ્યો છે તથાપિ હે નાથ! હું તમારો છું; તમે કાંઇ મારા નથી. એવો અર્થ છે.

ઉપાસન કરનારા દ્વિજે (દ્વિજ કહેવાની મતલબ એમ જાણાય છે કે આ ઉપાસન શૂદ્રને વિધેય નહિ હોય) જે સ્થળમાં ચિત્તની એકાગ્રતા બની શકે તેવા સ્થળમાં સુખે કરી બેસવું. અર્થાત શરીરને પીડા થાય તેવી રીતે બેસવાથી એકાગ્રતા બનતી નથી માટે સુખ ઉપજે એવી રીતે બેસવું. તેજ પ્રમાણે મચ્છર આદિક જંતુઓ અથવા ભયવાળી જગ્યાઓ અથવા મનુષ્યોના અવર જવર વાળી જગો એ પણ એકાગ્રતા બનતી નથી માટે એકાગ્રતા થાય તેવી જગોએ બેસવું. કામળો, કમળ બિછાનું, અથવા વ્યાઘ્ર ચર્મ ઉપર બેસવું. એકાંત તથા શોધન કરેલા પ્રદેશમાં બેસવું. એ પ્રમાણે બેસનાર. તેનું સ્થળ, આસન, તથા તેના મનના એકાગ્રતા વિષે કહ્યા પછી કેવી રીતે બેસવું તે બતાવે છે. અંતર તથા બાહારની ઇંદ્રિયોને કબજામાં રાખીને તથા ડોકું, માથું તથા શરીર સમાન (પૃથ્વી ઉપર લંબ લીટીમાં) રાખીને બેસવું. બેસનારો ગ્રહસ્થ ન જોઇએ કેમકે તેનું મન વ્યગ્ર થવાના સંભવ ઘણા હોવાથી એકાગ્રતા સંપાદન થવી દુર્લભ છે, માટે અંત્ય આશ્રમમાં રહેલા અને જ્ઞાનવાળા પુરૂષે સકળ ઇંદ્રિયોનો રોધ કરીને તથા ભક્તિએ કરી પોતાના ગુરૂને નમસ્કાર કરીને યોગની યોજના કરવી. આ સ્થળમાં પણ સમજવું કે યોગ કરનારો (એજ આ સ્થળમાં ઉપાસન માનેલું છે) પુરૂષ ઇંદ્રિયોને રોકવાની શક્તિવાળો, ગુરૂવાળો, અને યોગ સંબંધી જ્ઞાનવાળો જોઇએ; અન્યથા યોગસિદ્ધિ થતી નથી. જેને યોગ સંબંધી જ્ઞાન નથી તથા જેનું મન યોગ્યતા પામ્યું નથી તેનાં ઇંદ્રિય, દુષ્ટ ઘોડા જેમ સારથીના કબજામાં રહેતા નથી તેમ, તેના કબજામાં રહેતાં નથી. પણ જે પુરૂષ જ્ઞાનવાળો છે તથા જેનું મન યોગ્યતા પામેલું છે, તેનાં ઇંદ્રિય, રૂડા અશ્વ જેમ સારથીના કબજામાં રહે છે તેમ, તેના કબજામાં રહે છે. જે પુરૂષ અવિજ્ઞાની, મનને નિયમમાં નહિ રાખી શકનાર તથા અપવિત્ર છે તે તે પદને પામતો નથી. પણ સંસૃતિ પામે છે. અર્થાત્ યોગસિદ્ધિ તેને થતી નથી. પણ જન્મ મરણનો ફેરો તેને પ્રાપ્ત થાય છે. જે પુરૂષ વિજ્ઞાનવાળો, મનને નિયમમાં રાખી શકનારો તથા સદૈવ પવિત્ર હોય છે તે તે પદને પામે છે તથા

પુનઃ જન્મમરણ તેને પ્રાપ્ત થતાં નથી. વિજ્ઞાનરૂપ જેનો સારથી છે, મન રૂપ જેના અછોડા છે, તે માર્ગનો પાર પામે છે તથા મારા પરમ પદને મેળવે છે. મલિનતા રહિત, વિશુદ્ધ, નિર્મળ, શોકરહિત, એવા હૃદયરૂપ કમળનું ચિન્તવન કરીને તે હૃદયકમળમાં પરમેશ્વર એવાનું મારૂં ધ્યાન કરવું. જેના રૂપની કલ્પના થઇ શકતી નથી, જેનો અંત નથી, જે કોઇ વ્યક્તિમાં આણી શકાતું નથી, જે અમૃત (મોક્ષ) સ્વરૂપ છે, જે કલ્યાણરૂપ છે, એવું આદિ, મધ્ય તથા અંત રહિત, શાંત, સર્વનું કારણ, બ્રહ્મ, એક, સર્વ સમર્થ, ચિદ્રુપ, આનંદરૂપ, રૂપરહિત, જન્મરહિત, અદ્ભુત, નિર્મળ, સ્ફટિકના શરખું, અર્ધદેહ ઉપર જેણે પાર્વતીને ધારણ કર્યાં છે, વ્યાઘ્રચર્મનું જેણે વસ્ત્ર ધારણ કર્યું છે, જેના કંઠમાં નીલ લાંછન છે, ત્રણ જેને નેત્ર છે, જટાને ધારણ કરનાર, જેના મૌલિને વિષે ચંદ્રમા છે, નાગ જેનું યજ્ઞોપવીત છે, વ્યાઘ્રચર્મનું જેને ઉત્તરીય વસ્ત્ર છે, વરદાનને આપનાર, અભય આપનાર, ઉપરના ઊંચા હાથમાં પરશુ તથા મૃગ જેણે ધારણ કર્યાં છે, મધ્યાન્હ કાળના કોટિ સૂર્યના સરખી જેની કાંતિ છે, કોટિ ચંદ્રના સરખી જેની શીતળતા છે, ચંદ્ર—સૂર્ય—અગ્નિ એવાં ત્રણ જેને નેત્ર છે, હાસ્ય યુકત જેનુ મુખરૂપ કમળ છે, વિભુતિએ કરીને જેનું સર્વ અંગ અલંકૃત છે, સર્વ અલંકારોએ કરી જે ભૂષિત છે, એવા મારા સ્વરૂપને,—આત્મરૂપ એક અરણિ તથા પ્રાણવરૂપ ઉતર અરણિ કરીને જ્ઞાનરૂપ મથન કરવાના અભ્યાસ વડે મનુષ્ય સાક્ષાત્ જુએ છે. વેદનાં વાક્યોએ કરી હું અલભ્ય છું; તેજ પ્રમાણે શાસ્ત્રોએ કરીને તથા કલ્પનાએ કરીને પણ હું લભ્ય નથી. ધ્યાન વડે કરીને જે મને સાંભળે છે તેને હું સર્વદા ભજું છું. દુરાચરણથી વિરામ નહિ પામેલો, શાન્તિ નહિ પામેલો, એકાગ્ર નહિ થયેલો, તથા જેનું મન શાન્ત થયું નથી, તે મને પામતા નથી; માત્ર પ્રજ્ઞાને કરીને મનુષ્ય મને પામે છે. જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિરૂપ પ્રપંચ જે પ્રકાશે છે, તે હું બ્રહ્મ છું એમ જાણીને સર્વ બંધનો થકી મુક્તિ પામે છે. ત્રણે દેહોમાં જે ભોગ્ય, ભોક્તા, અને ભોગ છે, તે સર્વથી વિલક્ષણ ચિન્માત્ર સાક્ષી રૂપ હું સદાશિવ છું.

એકજ દેવ સર્વ ભૂતોમાં ગૂઢ છે, સર્વ સ્થળમાં વ્યાપક છે, સર્વ ભૂતોનો અંતરાત્મા છે, સર્વનો અધ્યક્ષ, સર્વ ભૂતોમાં નિવાસ કરીને રહેલો તથા સાક્ષી છે, સર્વને ચેતન આપનાર, કેવળ અને નિર્ગુણ છે. તે એકજ સ્વતંત્ર, સર્વ ભૂતોનો અંતરાત્મા, તથા એક બીજમાત્ર જે નિરંતર આરોપણ કરે છે—ઉત્પન્ન કરે છે. એવા નિત્યરૂપ મને જે ધીર પુરૂષો જુએ છે, તેમનેજ અનંતકાળની શાંતિ પ્રાપ્ત થાય છે; બીજાને નહિ. અગ્નિ જેમ એક છતાં ભુવનમાં પ્રવેશ કરીને પ્રત્યેક રૂપ પ્રત્યે ભિન્ન ભિન્ન દેખાય છે, તેજ પ્રમાણે સર્વ ભૂતોનો અંતરાત્મા એક છતાં પણ દેહ દેહ પ્રત્યે ભિન્ન ભિન્ન જણાય છે; પરંતુ લૌકિક દુઃખથી તે લિપ્ત થતો નથી. કેમકે તેથી તે બાહ્ય છે. મહાન્, સૂર્યના સરખા તેજોમય, અંધકારથી પર, એવા પુરૂષને મને જે જાણે છે તેજ જ્ઞાની અને મોક્ષ પદને પામનારો થાય છે. બીજો માર્ગ પુનઃ મુક્તિ પામવાને અર્થે નથી. હું પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન કરૂં છું, અને પછી તેના પ્રત્યે વેદોનો મોકલનાર પણ હું છું. અર્થાત્ તેને વેદ હુંજ આપું છું. એવા સ્તુતિ કરવા યોગ્ય પુરાણ પુરૂષ દેવનો—મારો નિશ્ચય કરીને મૃત્યુના મુખ થકી મુક્ત થાય છે. એ પ્રમાણે શાન્તિ આદિકથી યુક્ત થઇને તત્વે કરીને જે મને જાણે છે, તે દુઃખની સંતતિથી નિર્મુક્ત થઇને અંતે મારે વિષેજ લીન થાય છે.

॥ एवंशान्त्यादियुक्तःसन्वेत्तिमांतत्वतस्तुसः ॥
॥निर्मुक्तदुःखसंतानःसोऽन्तेमय्येवलीयते ॥ ४३ ॥

॥ इतिश्रीपद्मपुराणे शिवगीतासू० ब्र० यो० शिवरा० उपासनाज्ञानफलं नाम गु० भा० द्वादशोऽध्यायः ॥ १२ ॥

# अध्याय १३ मो.

सूतउवाच ॥ एवंश्रुत्वाकौसलेयस्तुष्टोमतिमतांवरः ॥
॥ पप्रच्छगिरिजाकान्तंसुभगंमुक्तिलक्षणम् ॥ १ ॥

**સૂત કહે છે,**—એ પ્રમાણે સાંભળીને સંતોષ પામેલા, બુદ્ધિમાન પુરૂષોમાં ઉત્તમ કૌસલ્યાના પુત્ર રામ પાર્વતિપતિ મહાદેવને સુંદર એવું મુક્તિનું લક્ષણ પૂછવા લાગ્યા. **શ્રી રામ કહે છે,**—કરૂણાથી જેનું હૃદય આવિષ્ટ છે એવા હે ભગવન્ તમો મને પ્રસન્ન થાઓ. હે પરમેશ્વર, મુક્તિનું લક્ષણ અને સ્વરૂપ મને કહો. **શ્રી ભગવાન કહે છે,**—હે રાઘવ સાલોક્ય, સારૂપ્ય, સાષ્ટર્ય, સાયુજ્ય અને કૈવલ્ય, એમ પાંચ પ્રકારે મુક્તિ જાણવી. અજ્ઞાન રહિત તથા નિષ્કામ થઇને સર્વકાળ જે મારૂં પૂજન કરે છે, તે મારા લોકને પામીને ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવે છે, તે સાલોક્ય મુક્તિ જાણવી. મને ઓળખીને સર્વ પ્રકારની કામનાઓ તજીને જે મારૂં પૂજન કરે છે તેનું રૂપ મારા સમાન થાય છે અને મારા લોકમાં તે પૂજ્યપણાને પામે છે; એ સારૂપ્ય મુક્તિ જાણવી. મારી પ્રીતિને અર્થે ઇષ્ટાપૂર્તાદિક કર્મ જે કરે છે, તે પણ તેવુંજ ફળ પામે છે એમાં વિચાર કરવો નહિ. એ સાષ્ટિ મુક્તિ જાણવી. જે પુરૂષ જે કર્મ કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કરે છે, તે મારા લોકમાં આવીને મારા સમાન લક્ષ્મિ ભોગવે છે અને મારા જેવી પ્રભુતા પામે છે. એ સાયુજ્ય મુક્તિ છે. જે શાન્તિઆદિકથી યુક્ત થઇને મને આત્મારૂપે જુએ છે, તે પરમ જ્યોતિસ્વરૂપ, અદ્વૈત અને કેવળ બ્રહ્મ રૂપે થાય છે. આ કૈવલ્ય મુક્તિ આત્મસ્વરૂપે કરીને રહેવું તેને મુક્તિ કહે છે. સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંત, સદા આનંદરૂપ, કેવળ, સર્વ ધર્મથી રહિત, મન તથા વાણીને અગોચર એવું બ્રહ્મ છે. સજાતીય અને વિજાતીય પદાર્થોનો સંભવજ નથી મતલબ કે સજાતીય અને વિજાતીય પદાર્થો માત્ર કલ્પિત છે માટે તે પદાર્થોનો ત્યાગ કરતાં બાકી રહેલું બ્રહ્મ એક છે માટે તેને અદ્વૈત કરીને કહે છે. હે રામ, જેને શુદ્ધ

રૂપ કહે છે તે રૂપ આ છે એમ માનીને સ્થાવર તથા જંગમ રૂપ સર્વે જગત્ મારે વિષેજ દેખાય છે તે તું જો. આકાશમાં ગંધર્વ નગર જેમ એકવાર જોયું છતાં બીજી વાર દેખાતું નથી, તેમ અનાદિ કાળની અવિદ્યાએ કરી સકળ વિશ્વની મારે વિષે કલ્પના માત્ર થાય છે. મારા સ્વરૂપના જ્ઞાને કરી જ્યારે અવિદ્યાનો વિનાશ થાય છે ત્યારે મન તથા વાણીને અગોચર એવો હું એકજ સર્વત્ર છું. તે સમયે હું સદાકાળ પરમ આનંદ સ્વરૂપ, સ્વયંપ્રકાશ, ચિદાત્મક, રહું છું. તે સમયે કાળ નથી, પંચભૂત નથી, દિશાઓ કે વિદિશાઓ નથી; મારા વિના બીજું કાંઈપણ નથી; હું એકલોજ માત્ર છું. મારૂં સ્વરૂપ દર્શન માર્ગમાં આવતુ નથી. કે કોઈ પણ મને પોતાનાં નેત્રે કરીને જોઈ શકતો નથી; હૃદય વડે, બુદ્ધિ વડે, અથવા મનવડે કલ્પના કરીને જે મને જાણે છે, તે અમૃતત્વને પામે છે. **શ્રી રામ કહે છે,**— હે શંકર, મારા ઉપર તમારી જો કૃપા છે તો મનુષ્યને ભગવાનનું શુદ્ધ જ્ઞાન કેવે પ્રકારે થાય તેનો ઉપાય કહો. **શ્રી ભગવાન કહે છે,**—બ્રહ્માદિકના પદ પર્યંત સર્વ ભૂતો થકી વિરાગ પામીને, તથા પુત્ર મિત્રાદિક સર્વને વિષે કરૂણા દ્રષ્ટિ પસારીને, વેદાંત જ્ઞાન પામવાની ઇચ્છાથી મુક્તિમાર્ગમાં શ્રદ્ધાયુક્ત થઇને હાથમાં ઉપાયન (ભેટ—સામગ્રી) લેઇને બ્રહ્મવેત્તા ગુરૂ પાસે જવું. પછી તે ભેટ સામગ્રી તેમના આગળ મૂકીને ગુરૂને દંડવત પ્રણામ કરવો; પછી ઉઠીને હાથ જોડીને પોતાનો અભિષ્ટ અર્થ તેમને નિવેદન કરવો. સાવધાન થઇને ઘણાકાળ સુધી સેવા કરીને તેમને સંતોષ પમાડીને સર્વ વેદાંતનો વાક્યાર્થ એકાગ્રચિત્તેથી સાંભળવો. સકળ વેદાંત વાક્યોના તાત્પર્યનો નિશ્ચય મારે વિષે કરવો તેને સર્વ બ્રહ્મવાદીઓ શ્રવણ કહે છે. લોહમણિ આદિક દ્રષ્ટાંત અને યુક્તિઓવડે કરીને જે ચિન્તન કરવું તેનેજ મનન કહે છે; તે વાક્યાર્થનો વિસ્તાર કરનારૂં છે. મોહથકી રહિત થઇને, અહંકારને છોડીને, સમાન બુદ્ધિયુક્ત છતાં સર્વ સંગ વર્જીને, સદાકાળ શાન્તિયુક્ત થઇ ધ્યાન યોગે કરી નિરંતર જે પોતાને વિષે આત્માને જોવો, તેને નિદિધ્યાસન કહે છે. એમ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરતાં કરતાં સર્વ કર્મનો ક્ષય

થઇ જવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. તે સાક્ષાત્કાર કેટલાકને ઉતાવળે થાય છે અને કેટલાકને ઘણે કાળે કરીને થાય છે આ જગત્‌માં ઘણા કાળથી પ્રાપ્ત કરેલાં કૂટસ્થ કર્મો પણ જ્ઞાને કરીનેજ નાશ પામે છે, પણ હજારો કર્મ કરવાથી તે કર્મ નાશ પામતાં નથી. જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે પુણ્યનું કે પાપનું, ઘણું કે અલ્પ પાપ તે કરે છે, તેનાથી આત્મજ્ઞાની લેપાતો નથી. વર્તમાન શરીરનો આરંભ કરનારૂં જે કર્મ તેને પ્રારબ્ધ કરીને કહે છે, તે તો ભોગે કરીનેજ નાશ પામે છે પણ જ્ઞાને કરીને નાશ પામતું † નથી. અર્થાત્ આ દેહ જે કર્મથી ઉપજ્યો છે, તે પ્રારબ્ધ કર્મ તો ભોગવવાંજ પડવાનાં. જ્ઞાનીનાં બીજા કર્મ નાશ પામે છે, પણ પ્રારબ્ધ નાશ પામતાં નથી. જે પુરૂષ મોહ વિનાનો, અહંકાર રહિત, નિર્લેપ, સંગ વર્જિત, એવો થઇને,–તથા સર્વભૂતોમાં આત્માને તથા આત્મામાં સર્વ ભૂતોને જોતો જગત્‌માં વિચરે છે, તેને જીવન્મુક્ત કહે છે. સર્પની કાંચળી જેમ જોનારને પ્રથમ ભય ઉપજાવે છે, પણ પછીથી તેનો ભય રહેતો નથી, તેજ પ્રમાણે જોનારને આ પુરૂષ (જીવન્મુક્ત) પ્રથમ તો ગાંડા જેવો ભાસે છે, પણ પછીથી તેનું ખરૂં સ્વરૂપ ઓળખવામાં આવે છે, ત્યારે તે બુદ્ધિ રહેતી નથી. પુરૂષના સ્વાધીનમાં રહેલા સર્વે મનોરથો જ્યારે નાશ પામે છે ત્યારે મનુષ્ય મુક્ત થાય છે એ પ્રમાણે વેદની શિક્ષા છે. મોક્ષનું કહીં વાસસ્થાન નથી અથવા કોઇ બીજું ગામ નથી. અજ્ઞાનરૂપ ગ્રંથિ જે હૃદયમાં રહેલી છે તેનો નાશ થવો તેને મોક્ષ કહે છે. જેમ વૃક્ષની ટોચ ઉપર રહેલા મનુષ્યનો પગ જે કાળે ત્યાંથી ખસે તેજ કાળે તે નીચે પડે છે; તેમ જે કાળે જ્ઞાન પ્રાપ્ત થાય, તેજ કાળે મુક્તિ પણ નિશ્ચય થાય છે. જ્ઞાન પ્રાપ્તિથી થયેલી મુક્તિ એ પ્રમાણે જાણવી.

---

† જ્ઞાની પુરૂષોને દુઃખમાં પીડાતા તથા અહીંથી તહીં અથડાતા જોઇને, તેમજ સુખમાં રહીને નાના પ્રકારના વૈભવ ભોગવતા જોઇને અલ્પ વિચારવાળા લોકો ઘણીવાર મનસ્વી વિચાર બતાવે છે, તેમણે જાણવું કે તેઓ પ્રારબ્ધ ભોગજ માત્ર ભોગવે છે, જે જ્ઞાને કરીને નાશ થઈ શકતા નથી, પણ દેહના અંતની સાથે નાશ પામે છે.

તીર્થમાં અથવા ચાંડાલના ઘરમાં ચેતના નાશ પામેલો થઈને જો દેહ-ત્યાગ કરે તથાપિ જ્ઞાન થકીજ તે ગમે તે સ્થળમાં મુકિત પામે છે ગમે તેનાથી શરીર વિંટાળેલું હોય, ભક્ષ્ય કે અભક્ષ્ય ગમે તે ખાતો હોય, અહીં તહીં ગમે તે સ્થળમાં સૂઇ રહેતો હોય, પણ સર્વનો આત્મારૂપ તે મુકિતજ પામે છે. જેમ દૂધમાંથી ઘી કાઢી લીધા પછી તે ઘી પાછું દૂધમાં નાખ્યું હોય તોપણ દૂધની સાથે એકત્ર થઇ શકતું નથી તેજ પ્રમાણે સંસારમાંથી નીકળેલા જ્ઞાનીની અવસ્થા છે. તે પાછો સંસારમાં મળી શકતોજ નથી. હે રામ, હે રાઘવ, આ અધ્યાયનો જે નિત્ય પાઠ કરે અથવા તેનું શ્રવણ કરે, તે પ્રયાસ વિનાજ દેહરૂપ બંધનથી મુક્ત થાય છે. એટલા માટે હે રાજન્, ચિત્તને નિયમમાં રાખીને તું એનો નિત્ય પાઠ કર; તું તેનાથી પ્રયાસ વિનાજ સર્વથા મોક્ષ પામીશ.

॥ अतःसंयतचित्तस्त्वं नित्यंपठमहिपते ॥
॥ अनायासेनतेनैव सर्वथामोक्षमाप्स्यसि ॥ ३९ ॥

॥ इतिश्रीपद्मपुराणेशिवगीतासू० शिवराघवसं० गु० भा० त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

# अध्याय १४ मो.

श्रीरामउ० ॥ भगवन्यदितेरूपंसच्चिदानंदविग्रहम् ॥
॥ निश्चलंनिष्क्रियंशान्तंनिरवद्यंनिरंजनम् ॥ १ ॥

**શ્રી રામ કહે છે,**—હે ભગવન્ જો તમારૂં રૂપ સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ, નિશ્ચલ, ક્રિયા રહિત, શાન્ત, જેનાથી બીજું વિશેષ અવધ નથી એવું, નિરંજન, સર્વ ધર્મ થકી રહિત, મન અને વાણીને અગોચર, સર્વત્ર વ્યાપક, આત્મ સ્વરૂપ, સર્વ સ્થળમાં રહીને સર્વત્ર જોનારૂં, આત્મવિદ્યા તથા તપનું મૂળ ભૂત, બ્રહ્મસ્વરૂપ, ઉત્તમ ઉપનીષત્-સ્વરૂપ, અમૂર્ત, સર્વ ભૂતના આત્મારૂપ, કારણનું પણ કારણ, અદૃશ્ય

અને અગ્રાહ્ય છે તો તેનું ગ્રહણ કેવી રીતે થઇ શકે? હે શંકર, એનો ઉપાય હું જાણતો નથી, તેથી મને ક્લેશ થાય છે. **શ્રી ભગવાન કહે છે,**—હે રાજન્, હે મહાભુજ, તેનો ઉપાય હું કહીશ, તે સાંભળ; સગુણ ઉપાસનાએ કરી ચિત્તનું એકાગ્રપણું કરીને † સ્થૂલારૂંધતિકા ન્યાયે કરી તેમાં ચિત્તની પ્રવૃત્તિ કરવી. દેહ ધારીઓને અન્નમય પિંડ જે સ્થૂલ દેહ, જે જન્મ, વ્યાધિ, જરા અને મૃત્યુનું નિવાસ સ્થાન છે, તેમાં હુંપણાના માને કરી દ્રઢ આત્મબુદ્ધિ થયેલી છે તે કોઇ સમયે પણ ઓછી થતી નથી. આત્મા જન્મ પામતો નથી કે કોઇ પ્રકારે મૃત્યુ પણ પામતો નથી; પરંતુ તે નિત્ય છે. જન્મ પામવો, સ્થિત થવું, પરિણામ પામવો, વૃદ્ધિ પામવી, ક્ષીણ થવું અને નાશ પામવો, એ છ ભાવ તો દેહના કહેલા છે. જેમ ઘડામાં રહેલા આકાશને વિકાર લાગુ પડતો નથી, તેમ આત્માને વિકાર લાગુ પડતો નથી. આત્મા અને દેહ ઉપર કહ્યાં તેવાં છે, માટે ડાહ્યા પુરૂષે વિચાર કરવો કે તે દેહ આત્મા નથી, પણ દેહ તો અન્નમય કોશ છે. મૂસમાં નાખેલા સુવર્ણના સરખો પ્રાણમય કોશ છે. તે પ્રાણાદિક વાયુથી બંધાયલો દેહના અંતર ભાગમાં છે. તે કોશ કર્મેન્દ્રિયોથી સમાયુક્ત છે અને ચલન, વલન, ગમન, આકુંચન અને પ્રસારણ એવી ક્રિયાવાળો છે. ભૂખ અને તરસથી તે પરાભવ પામેલો છે. એ પ્રાણમય કોશ પણ આત્મા નથી કેમકે તે જડ છે. અને આત્મા તો ચિત્ રૂપ છે, જેનાવડે પોતાના દેહને તે જુએ છે. માટે હું તો અન્નમય કે પ્રાણમય કોશ નથી પણ આત્માજ છું, પરબ્રહ્મ છું, નિર્લેપ છું, સુખનો સમુદ્ર છું, તે કોઇને ખાતો નથી કે એને બીજો કોઇ

---

† કેટલાકનું માનવું એમ છે કે આંખની બન્ને ભમરની વચ્ચેના ભાગને અરૂંધતિ કહે છે, તે સ્થળમાં એક સૂક્ષ્મ બિંદુ કલ્પી ત્યાં આગળ ઇષ્ટ દેવતાની સૂક્ષ્મ મૂર્તિનું ધ્યાન કરવું એ સૂક્ષ્મ ધ્યાન છે. પણ તે થઇ ન શકે માટે અરૂંધતિનો તારો જે સ્થૂલ છે તેને કેટલાક દિવસ જોઇ તેમાં ઇષ્ટ મૂર્તિ કલ્પીને ધ્યાન કરવું, પછી સુક્ષ્મ ધ્યાન કરવું. મતલબ એ છે કે પ્રથમ સ્થૂલ અરૂંધતિ જોવાથી પછી અદ્રશ્ય સૂક્ષ્મ અરૂંધતિ લક્ષ્યમાં આવે છે, તેને સ્થૂલારૂંધતિકા ન્યાય કહે છે.

ખાતો નથી. પછી પ્રાણમય કોશમાં મનોમય કોશ છે. એ કોશ સં કલ્પ વિકલ્પ રૂપ છે તથા બુદ્ધિ અને ઇંદ્રિયો રૂડે પ્રકારે તેમાં રહેલી છે. કામ, ક્રોધ, લોભ, મોહ, માત્સર્ય અને મદ એ અરિષડ્વર્ગ અ-થવા છ શત્રુઓ તેમજ મમતા, ઇચ્છા આદિક પણ મનોમય કોશના ધર્મ છે. વેદ અને શાસ્ત્રના અર્થથી નિશ્ચિત કરેલી કર્મ વિષયની જે બુદ્ધિ તે જ્ઞાનેંદ્રિયો સહિત વિજ્ઞાનમય કોશમાંથી પ્રકટ થાય છે. આ વિજ્ઞાનમય કોશમાં પણ કર્તાપણાનો અભિમાની આત્માજ છે એમાં સંશય નથી. આ લોકમાં અને પરલોકમાં જેનું ગમન થાય છે તે એનુંજ. વ્યાવહારિક જીવ એવી તેની સંજ્ઞા છે. આકાશાદિકના સાત્વિક અંશોએ કરીને બુદ્ધિની ઇંદ્રિયો (જ્ઞાનેંદ્રિયો) ઉત્પન્ન થાય છે. આકાશ થકી શ્રોત્ર, પૃથ્વી થકી ઘ્રાણ, જલ થકી જીવ્હા. તેજથકી ચક્ષુ અને વાયુ થકી ત્વચા ઇંદ્રિય ઉત્પન્ન થયેલું છે, માટે તે જ્ઞાનેંદ્રિયો પણ ભૌતિક છે. આકાશાદિક સમસ્ત મહા ભૂતોના સાત્વિક અંશોએ કરી બુદ્ધિ તથા મન ઉત્પન્ન થાય છે. તેમાં બુદ્ધિ નિશ્ચયાત્મક છે. વાક, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો છે. તે આકા-શાદિક મહા ભૂતોના વ્યસ્ત (જુદા જુદા) રાજસ અંશોએ કરી અનુક્રમે ઉપજ્યાં છે. તે મહા ભૂતોના સમસ્ત રાજસ અંશોએ કરીને પ્રાણ આદિક પાંચ વાયુઓ ઉત્પન્ન થયા છે. એ પ્રમાણે પંચ પ્રાણ, પંચ કર્મેંદ્રિય, પંચ જ્ઞાનેંદ્રિય અને મન તથા બુદ્ધિ, એવાં સત્તર તત્વનું લિંગ શરીર ઉપજેલું છે. એ પ્રકારે લિંગ શરીર તપાવેલા લોહના ગોળા જેવું છે. તપાવેલા લોહનો ગોળો જેમ અગ્નિરૂપ દેખાય છે અને અગ્નિનું કાર્ય કરે છે પણ તે અગ્નિજ નથી; વસ્તુતઃ જોતાં લોહનો ગોળો અગ્નિ થકી સંયુક્ત થયેલો છે. એજ રીતે સાક્ષી-રૂપ ચૈતન્યથી યુક્ત થયેલા લિંગ શરીરમાં ચૈતન્ય આત્માનો અધ્યાસ માત્ર થયેલો છે. એમ પરસ્પરના અધ્યાસ યોગે કરી ચૈતન્ય સંયુક્ત સાક્ષી, જે આનંદમય કોશ તે ભોક્તાપણાને પામે છે. જ્ઞાન અને કર્મના ફળ આ લોક તથા પરલોકમાં ભોગવનારો તે છે. જ્યારે તે અધ્યાસ છોડીને સ્વરૂપે કરીને રહે છે અને અવિદ્યા થકીજ માત્ર સંયુક્ત થાય છે

ત્યારે એ તે આત્મા સાક્ષી પણાને પામે છે તથા અંતઃકરણાદિકનો દ્રષ્ટા અને અનુભવ કરેલા જ્ઞાનની સ્મૃતિનો પણ દ્રષ્ટા થાય છે. એ રીતે અંતઃકરણમાં આત્માનો અધ્યાસ હોવાથી તે અંતઃકરણથી ભિન્ન છે તથા અધ્યાસપણાને પણ પામેલો છે, માટે ભોકતાપણું તથા સાક્ષી-પણું એ રીતે આત્મામાં બે પ્રકાર દેખાય છે. તડકો અને તેની છાયા બન્ને તેના પ્રકાશમાં શોભે છે એક ભોગનો આપનાર તથા બીજો કર્મનું ફળ ભોગવે છે. ક્ષેત્રજ્ઞ ને રથી—રથમાં બેસનાર જાણવો. શરીરને રથ જાણવો. બુદ્ધિને સારથી જાણવો. મનને ઘોડાના અછોડા રૂપ જાણવું. ઇંદ્રિયોને ઘોડા જાણવા. વિષયો તેમના ગોચર પ્રદેશ જાણવા. ઇંદ્રિયો અને મન વડે યુક્ત પુરૂષને ભોક્તા જાણવો. એ પ્રમાણે સમજીને શાન્તિ આદિક ગુણોથી યુક્ત થઇને જે દ્વિજ સદા ઉપાસના કરે છે, તે જેમ કેળના છોડનાં છોડાં એક પછી એક એમ ઉઘાડી ઉઘાડીને અંતે ઉત્તમ સાર વસ્તુ પામે છે, તેજ પ્રમાણે પંચ ભૂતોમાં ક્રમે કરીને સંક્રમણ કરે છે. ત્યારે તેઓમાંથી સારરૂપ આત્માને તે પામે છે. એ પ્રમાણે મનમાં નિયમયુક્ત થઇને દ્વિજાતિએ મનનું સમાધાન કરવું. તે પછી ચિત્તના નિરાકાર પરમાત્મામાં પ્રવૃતિ કરવી એટલે જે અદ્રશ્ય, અગ્રાહ્ય, અસ્થૂલ આદિક વાકયોએ કરી કહેવામાં આવે છે તે નિર્વિકાર પરમાત્માને મન ગ્રહણ કરી શકે છે.

**શ્રી રામ કહે છે,**—હે ભગવન્ શ્રવણ માત્ર કરવાથી મનુષ્યોની પ્રવૃતિ કેવી રીતે થાય? વેદ તથા શાસ્ત્રના અર્થને જાણવા વાળા, યજ્ઞ કરનારા અને સત્યવાદી એવા પુરૂષો આત્મા છે એમ સાંભળે છે તથાપિ કેટલાક આત્માને જાણતા નથી. કેટલાક જાણે છે તથાપિ તેને મિથ્યા માને છે. તમારી માયાએ કરીને એ શો પ્રકાર છે? **શ્રી ભગવાન કહે છે,**—હે મહા બાહો, એ એમજ છે, એમાં વિચાર કરવા જેવું નથી. એ મારી દૈવી અને ગુણમયી માયા દુઃખે કરીને નાશ કરી શકાય એવી છે. જે મારેજ શરણે આવે છે, તે એ માયાને તરે છે. હે મહાબાહો, જે ભક્તિ વિહિન તથા શ્રદ્ધા રહિત છે તે આ લોક અને પરલોક આદિકનું ફળ ઇચ્છે છે. તે ફળ અલ્પ હોય છે કે અતિશય

હોય છે તથાપિ ક્ષય થાય એવુ હોય છે, કેમકે કર્મ ફળ એવું જ માનેલું છે. એ વાતને ન જાણીને જે અધમ પુરૂષો કર્મ કરે છે તે માતાના ગર્ભમાં તથા મૃત્યુના મુખમાં વારવાર પડે છે. નાના પ્રકારની યોનિઓમાં જન્મ પામેલા હરકોઇ પ્રાણીના કોટિક જન્મે કરી ઉપાર્જન કરેલા પુણ્યોએ કરી મારે વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે. સત–કોટિ જન્મોએ કરીને પણ અન્ય કર્મ નહિ આચરે, એવો શ્રદ્ધા યુક્ત જે મારો ભક્ત હોય તેજ જ્ઞાન પામે છે. માટે સર્વનો ત્યાગ કરીને મારી ભક્તિજ કર. સર્વ (કલ્પિત) ધર્મોનો ત્યાગ કરીને એક મારેજ શરણે આવ; હું તને સર્વ પાપ થકી મુક્ત કરીશ, તારે શોક કરવો નહિ. હે રામ, તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, અને જે તપ કરે છે, તે સર્વે મને અર્પણ કર. હે રઘુત્તમ, એથી મારી બીજી ઉત્તમ ભક્તિ નથી.

। यत्तपस्यसिरामत्वं तत्कुरुष्वमदर्पणम् ॥
॥ ततःपरतरानास्ति भक्तिर्मयिरघूत्तम ॥ ४९ ॥

॥ इतिश्रीपद्मपुराणेशिवगीतासू० शिवराघवसं० पंचकोशोपपादनं नामगु० मा० चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

# अध्याय १५ मो.

श्रीरामउवाच ॥ भक्तिस्तेकीदशीदेव जायतेवाकथंचन ॥
यत्रानिर्वाणरूपत्वं लभतेमोक्षमुत्तमम् ॥
॥ तद्ब्रूहिगिरिजाकांत मयितेनुग्रहोयदि ॥ १ ॥

**શ્રી રામ કહે છે**,—હે દેવ, જેણે કરીને નિર્વાણ રૂપ ઉત્તમ મોક્ષની પ્રાપ્તિ થાય છે તે તમારી ભક્તિ કેવી છે તથા કેવે પ્રકારે ઉત્પન્ન થાય છે? હે પાર્વતિપતે, મારા ઉપર તમારી જો કૃપા છે તો

મને તે કહો. **શ્રી ભગવાન કહે છે,**—જે પુરૂષ વેદનું અધ્યયન, યજ્ઞ, અને નાના પ્રકારનાં દાન મને અર્પણ કરવારૂપ બુદ્ધિએ કરીને કરે તે મારો ભક્ત છે અને મને પ્રિય છે. શ્રોત્રિયના ઘરથી અત્યંત શુદ્ધ એવી યજ્ઞ ભસ્મ લેઇને 'અગ્નિ૦' ઇત્યાદિ મંત્રોએ કરી વિધિ પૂર્વક તેનું અભિમંત્રણ કરી પોતાનાં અંગને જે ચોપડે છે તથા તેવડે કરીને મારૂં પણ જે પૂજન કરે છે, હે રામ, તેના કરતાં મારી ઉત્તમ ભક્તિ બીજી નથી. જે પુરૂષ સર્વકાળે માથે તથા કંઠે રૂદ્રાક્ષનું ધારણ કરે છે તથા પંચાક્ષર મંત્રના જપમાં આસકત રહે છે તે મારો ભક્ત અને તે મને પ્રિય છે. જે પુરૂષ સર્વકાળે ભસ્મથકી ઢંકાયલો રહે તથા ભસ્મમાં શયન કરે, તેમજ ઇંદ્રિયો જીતીને જે નિત્ય રૂદ્રનો જપ કરે અને અનન્ય બુદ્ધિથી મારૂં ચિંતવન કરે તે તે દેહે કરીનેજ પોતે શિવરૂપ થાય છે. જે પુરૂષ રૂદ્ર સૂકતોનો તથા ઉત્તમ એવા અથર્વ સિરસનો જપ કરે, તેમજ કૈવલ્યોપનિષત્ સૂક્ત તથા શ્વેતાશ્વતરનો જપ કરે તેથી મારો ઉત્તમ ભકત જગતમાં બીજો નથી. અન્ય ધર્મથકી બીજું, કૃત અને અકૃત થકી પણ બીજું, તેમ ભૂત અને ભવિષ્ય થકી પણ બીજું હું તને કહું છું તે સાંભળ. વેદ અને નાના પ્રકારનાં શાસ્ત્ર જે પદને કહે છે તથા દહીંમાંથી જેમ ઘૃત કાઢેલું હોય તેમ સર્વ ઉપનિષત્‌નું સારભૂત, જેની ઇચ્છા રાખીને મુનિઓ સદા બ્રહ્મચર્ય આચરે છે તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. તે પદ 'ઓમ્' છે. એજ અક્ષર બ્રહ્મ છે; એજ પરમ સ્વરૂપ અક્ષર છે; એજ અક્ષરને જાણીને જે જેની ઇચ્છા કરે છે, તે તેને પ્રાપ્ત થાય છે. એ શ્રેષ્ઠ આલંબન છે અને એ પરમ આલંબન છે. એ આલંબનને જાણીને બ્રહ્મ લોકમાં પૂજ્યપણાને પામે છે. વેદની ઋચાઓરૂપ ધેનુઓમાં વૃષભ રૂપે કરી પ્રેરણા કરેલો એ છે. ધારણ કરવા વડે મોક્ષનો સેતુ અને અવધિ તે એજ છે. મેધાએ કરીને આચ્છાદિત થયેલો બ્રહ્મનો જે પરમ કોશ છે, તે એ છે. તેની ચાર માત્રાઓ છે; અકાર, ઉકાર, મકાર અને અવસાનમાં અર્ધમાત્રા કહેલી છે. તેની પ્રથમ ભૂમિથકી ઋગ્વેદ, બ્રહ્મા, આઠ વસુઓ, ગાર્હપત્ય અગ્નિ, ગાયત્રી છંદ, ગંગાનદી, અને

પ્રાતઃકાળનો યજ્ઞ થયાં છે. બીજી ભૂમિથકી વિષ્ણુ, રૂદ્ર, અનુષ્ટુપ્ છંદ, યજુર્વેદ, યમુનાનદી, દક્ષિણાગ્નિ, તથા મધ્યાન્હ કાળનો યજ્ઞ, થયાં છે. ત્રીજી ભૂમિથકી સામવેદ, સૂર્ય, મહેશ્વર, આહવનીય અગ્નિ, જગતી છંદ, સરસ્વતી નદી, અને અથર્વ વેદ કરીને જે કહેલુ છે તે તૃતિય સવન થયેલું છે. અવસાનમાં જે ચોથી અર્ધમાત્રા છે તે સોમ લોકને પામેલી છે. તેનાથી અથર્વ વેદ, આંગિરસ મુનિ, સંવર્તક અગ્નિ, દેવતાઓ, વિરાટ્ છંદ, સભ્ય અને આવસથ્ય યજ્ઞ, શુતુદ્રિ નદી અને યજ્ઞપુચ્છક, ઉપજ્યાં છે. પ્રથમ માત્રા રક્તવર્ણની છે, બીજી તેજસ્વી વર્ણની છે, ત્રીજી વિદ્યુતના સમાન છે, અને ચોથી માત્રા શુક્લ વર્ણની છે. જે કાંઇ ઉત્પન્ન થયું છે તથા જે કાંઇ ઉત્પન્ન થાયછે તે સર્વ ઓંકારમાં સ્થિતિમાન થયેલું છે. ઉત્પન્ન થયેલું વિશ્વ તથા બહુ પ્રકારે વિચિત્ર એવું ભુવન, તેમજ ઉત્પન્ન થયેલું અને થતું તે સર્વ રૂદ્ર કહેવાય છે. તેમાંજ પુનઃ પ્રાણ આવે છે એટલે તે સર્વ ઓંકારમાં કહેવાય છે. તે સર્વ ઓંકારમાં લીન થાય છે, ત્યારે શનાતન બ્રહ્મરૂપ થાય છે. માટે ઓંકારનો જપ કરનાર મુક્ત થાય છે એમાં સંશય નથી. ત્રેતાગ્નિ, સ્માર્તાગ્નિ કે શૈવાગ્નિમાંથી આણેલી ભસ્મનું અભિમંત્રણ કરીને તે વડે જે મારૂં પૂજન કરે, તેનાથી મારો ઉત્તમ ભક્ત લોકમાં બીજો નથી. શાલાગ્નિ કે દાવાગ્નિની ભસ્મ લાવીને તેનું અભિમંત્રણ કરીને જે પોતાનાં ગાત્રને લેપ કરે છે, તે શુદ્ર હોય તથાપિ મુક્ત થાય છે. કાસનાં પુષ્પ, બીલીનાં પત્ર અથવા પર્વતમાં ઉપજેલાં પુષ્પ, લઇને પ્રણવ મંત્રથી જે મારૂં નિત્ય પૂજન કરે છે, તે મને પ્રિય છે. પુષ્પ, ફળ, મૂળ, પત્ર, અથવા જળ, જે કોઇ પ્રણવના ઉચ્ચાર સહિત મને અર્પણ કરે તે કોટિ ગુણિત થાય છે. જે પુરૂષમાં અહિંસા, સત્ય, અચૌર્ય, પવિત્રતા, ઇંદ્રિયોનો નિગ્રહ, અને અધ્યયન, એટલાં વાનાં છે, તે મારો ભક્ત અને તે મને પ્રિય છે. પ્રદોષ સમયે જે મારા સ્થાનમાં જઇને મારૂં પૂજન કરે છે, તે પરમ લક્ષ્મી પામે છે અને પછી મારે વિષે લીન થાય છે એટલે સાયુજ્ય મુક્તિ પામે છે. અષ્ટમી, ચતુર્દશી અને બન્ને પર્વતિથીઓ, તેમાં • વિશેષે કરીને કૃષ્ણ પક્ષમાં જે સર્વ શરીરે વિભૂતિ વડે

અલંકૃત થઇને રાત્રે મારૂં પૂજન કરે છે, તે મારો ભકત છે અને મને પ્રીય છે. એકાદશીનો ઉપવાશ કરીને જે રાતે મારૂ પૂજન કરે છે, અને વિશેષે કરીને સોમવારે પૂજન કરે છે તે મારો ભકત નાશ પામતો નથી. જે પુરૂષ પંચામૃતે કરીને અથવા પંચગવ્યે કરીને અથવા પુષ્પોદકે કરીને અથવા દર્ભના જળે કરીને મને સ્નાન કરાવે છે, તેના કરતાં બીજો કોઇ મને પ્રિય નથી. દૂધ, ઘી, મધ, સેરડીનો રસ, પાકી કેરીનો રસ અથવા નાલિયેરનું પાણી, એમાંથી ગમે તેવડે કરીને મારાપર અભિષેક કરે તેના કરતાં વિશેષ પ્રિય બીજો મને નથી. આદિત્યના સન્મુખ જળમાં ઉભો રહીને હાથ ઊંચાં રાખીને સૂર્યના બિંબમાં રહેલા એવા મારૂં ધ્યાન કરીને જે અથર્વાગિરસ સૂકતનો જપ કરે તે, જેમ ઘરનોધણી ઘરમાં પેસે તેમ મારા શરીરમાં પ્રવેશ કરે છે. જે પુરૂષ મારા આગળ 'બ્રહદ્રથંતર' 'વામદેવ્ય' 'દેવવ્રતાનિ' 'તદ્યોગ' 'આજ્યદોહ' આદિક સૂકતોનું ગાન કરે છે, તે આ લોકમાં પરમ લક્ષ્મી ભોગવીને અંતે મારે વિષે સાયુજય મુકિત પામે છે. 'ઇશાવાસ્ય' આદિક મંત્રો જે કોઇ મારી પાસે નિત્ય પ્રત્યે જપે છે, તે મારે વિષે સાયુજ્ય મુકિત પામીને મારા લોકને વિષે પૂજવા યોગ્ય થાય છે. હે રઘુકૂળમાં ઉત્પન્ન થયેલા રામ, એ પ્રમાણે સર્વ કામનાઓને પૂરનારો ભકિત યોગ મેં તને કહ્યો; હવે મારા થકી તું બીજું શું સાંભળવાને ઇચ્છે છે?

॥ भक्तियोगोमयाप्रोक्तएवंरघुकुलोद्भव ।

॥ सर्वकामप्रदोमत्तःकिमन्यच्छ्रोतुमिच्छासि

॥ इतिश्रीपद्मपुरा उप० शिवगी० शिवरा० भक्तियोगो नामगु० मा० पंचदशोध्या : ॥ १५ ॥

# अध्याय १६ मो.

श्रीरामउवाच ॥ भगवन्मोक्षमार्गोय स्त्वयासम्यगुदाहृत : ।
तत्राधिकारिणंब्रूहितत्रमेसंशयोमहान् ॥

**શ્રી રામ કહે છે,—હે** ભગવન્ જે મોક્ષમાર્ગ તમોએ રૂડે પ્રકારે કહેલો છે, તે સ્થળમાં અધિકારી કોણ છે, તે મને કહો: એ વાતમાં મને મોટો સંશય છે. **શ્રી ભગવાન કહે છે,**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને સ્ત્રિયોને એમાં અધિકાર છે; તેમ બ્રહ્મચારી, ગૃહસ્થ, કે ઉપવીત આપ્યા વિનાના દ્વિજનો પણ તેમાં અધિકાર છે. વનમાં રહેનાર કે વનમાં ન રહેનાર, યતિ કે પાશુપત વ્રતવાળો, અથવા વિશેષ કહેવાથી શું ? જેની ભકિત શિવાર્ચનમાં છે તે આ સ્થળમાં અધિકારી થાય છે; બીજામાં ચિત્તવાળો કોઇ પ્રકારે અધિકારી થતો નથી. જડ, આંધળો, બેહેરો, પવિત્રતા વિનાનો, કર્મથી વર્જિત, એવો પણ મોક્ષ માર્ગનો અધિકારી થતો નથી. તેમજ અજ્ઞાનીનું ઉપહાસ કરનાર, ભકિત રહિત, વિભૂતિ તથા રૂદ્રાક્ષને ધારણ નહિ કરનાર. અથવા ભકિતમાન તથા વિભૂતિ રૂદ્રાક્ષ ધારણ કરનાર અને લિંગ ધારણ કરનારનો દ્વેષ કરનાર મોક્ષ માર્ગમાં અધિકારી થતા નથી. હે પૃથ્વીપતે, જે મારો, ગુરૂનો, પાશુપત વ્રતનો, અને વિષ્ણુનો દ્વેષ કરે છે, તે શત કોટિ જન્મે કરીને પણ મુકત થતો નથી. અનેક કર્મમાં આશકત છતાં પણ શિવના જ્ઞાન થકી રહિત તથા શિવ ભકિત વિનાનો સંસારી મુકિત પામતો નથી. ફળ ઉપર પ્રીતિ હોવાથી અવૈદિક કર્મમાં આશકત થયેલા, તથા દીઠું છે માત્ર ફળ જેમણે એવા, વિધિઓ કરનારા મારા ભકત નથી. દ્વારકા, શ્રીશૈલ, અને પુંડરીક તીર્થમાં, મુકિત ન પ્રાપ્ત થયેલાને, દેહના અંત સમયે તારક બ્રહ્મ મારા અનુગ્રહથી પ્રાપ્ત થાય છે. જેના હાથ, પગ, અને મન રૂડે પ્રકારે નિયમમાં રાખ્યાં છે તેમજ વિદ્યા, તપ અને કીર્તિ પણ નિયમિત છે અર્થાત્ તેથી ગર્વ, મદાદિક દોષ જે પામ્યો નથી, તે તીર્થનું ફળ ભોગવે છે. ઉપવીત

આપ્યા વિનાના વિપ્રનો વિધિ એ પ્રમાણે કહ્યો છે: જ્યાંસુધી વેદનો ઉચ્ચાર કરતો નથી, સ્વધા ઉચ્ચારણ પૂર્વક પિતૃઓને તૃપ્ત કરતો નથી, તથા જયાં સુધી તેનાં કર્મ વેદ મંત્રોથી થતાં નથી ત્યાં સુધી તેને શૂદ્રના સરખો જાણવો. નામ કીર્તન કરવામાં તથા ધ્યાન કરવામાં તો સર્વ કોઇને અધિકાર છે; અને શિવની સાથે તદ્રૂપ પણાની ભાવનાએ કરી પ્રાણી સંસારથી મુકત થાય છે. દાન, તપ, વેદાધ્યયન, અથવા બીજું કર્મ પણ સર્વદા ધ્યાન કરવારૂપ કર્મના હજારમાં અશની તુલ્ય પણ નથી. ધ્યાન કરવામાં જાતિ, આશ્રમ, અંગ, દેશ, કાળ અથવા આસન આદિક કર્મની પણ અપેક્ષા કોઇ સ્થળમાં નથી. ચાલતો, ઉભો રહેતો, જપ કરતો, સૂઇ રહેતો, બીજું કામ કરતો, મનુષ્ય પાપ થકી યુક્ત હોય તથાપિ ધ્યાન માત્રથી મુકત થાય છે. ધ્યાન રૂપ કર્મનો પ્રારંભ કર્યો તો તેટલાનો પણ નાશ થતો નથી; પ્રત્યવાય પણ તેમાં લાગતો નથી; એ ધર્મનો થોડોક ભાગ પણ મોટા ભય થકી મુકાવે છે. આશ્ચર્યમાં, ભયમાં, શોકમાં, છીંક આવતી વખત, અથવા ગમે તે નિમિત્તે કરીને પણ જે મારા નામનું સ્મરણ કરે છે, તે પરમ ગતિને પામે છે. મહા પાપે કરીને યુક્ત થયો હોય તથાપિ દેહના અંત સમયે જે મારૂં સ્મરણ કરે અથવા પંચાક્ષર મંત્રનો ઉચ્ચા કરે તે મુક્ત થાય છે એમાં સંશય નથી. જે પુરૂષ આખાવિશ્વને શિવમય દેખે છે, તથા આત્માએ સહિત આત્માને દેખે છે, તેને તીર્થોમાં, ક્ષેત્રોમાં અથવા બીજા કર્મોમાં શું પ્રયોજન છે? શિવની ભકિત ઇચ્છનારા સર્વ કોઇએ સર્વકાળે કલ્યાણરૂપ વિભૂતિને અને રૂદ્રાક્ષનું શિવનામના ઉચ્ચારે સહિત ધારણ કરવું. યજ્ઞ ભસ્મથી મુક્ત થઇને જે પુરૂષ રૂદ્રાક્ષનું ધારણ કરે છે. તે મહા પાપ થકી યુક્ત થયેલો હોય તથાપિ મુકત થાય છે. શિવભકિતનાં બીજાં કર્મ કરો અથવા ન કરો, પરંતુ જે સદાકાળ શિવનામનો જપ કરે છે તે મુકત થાય છે. જે પુરૂષ દેહના અંતકાળ સમયે રૂદ્રાક્ષ અને વિભૂતિને ધારણ કરે છે, તે પુરૂષ જો મહા પાપ તથા ઉપપાતકોના સમુદાયે કરીને યુક્ત હોય તથાપિ તે પુરૂષના સમીપમાં યમના કિંકરો જતા

નથી. બીલીના વૃક્ષના મુળ આગળથી મૃતિકા લેઇને તેવડે જે મનુષ્ય પોતાનું શરીર લીપ્ત કરે છે—શરીરે ચોપડે છે, તે મનુષ્યના અંતકાળ સમયે યમના અનુચરો તેને પોતાની સ્વાધીનતામાંથી દૂર કરે છે. **શ્રી રામ કહે છે,**—હે ભગવન્ કયા કયા સ્થળમાં તમારૂં પૂજન કરવાથી તમે પ્રસન્ન થાઓ છો તે મને કહો; હે વિભો, તે જાણવાની મારી અભિલાષા મોટી છે. **શ્રી શંકર કહે છે,**—મૃતિકા, ગોમય, ભસ્મ, ચંદન, રેતી, કાષ્ટ, પાષાણ, લોહ, રંગ, કાસું, ખાપરીયું, પિત્તળ, ત્રાબું, રૂપુ, સોનું, નાના પ્રકારનાં રત્ન, પારો અથવા કપુર એ પદાર્થોની શિવની પ્રતિમા અથવા શિવલિંગ બનાવીને તેને વિષે મારૂં પૂજન કરવું; તેથી કોટિગણું ફળ પ્રાપ્ત થાય છે. નિરંતર કલ્યાણની અભિલાષા રાખનાર ગૃહસ્થાશ્રમીએ મૃતિકા, કાષ્ટ, કાંસુ, લોહ કે પાષાણ વડે નિર્માણ કરેલી શિવની પ્રતિમાં કરવી; તેથી અનુક્રમે આયુષ્ય, લક્ષ્મી, કુળ, ધર્મ, અને પુત્રો પામે છે. જે પુરૂષ બીલીના વૃક્ષમાં કે તેના કૃળમાં મારૂં પૂજન કરે છે તે આ લોકમાં પરમ સંપતિ પામીને પછી મારા લોકમાં પૂજ્યતા પામે છે. જે મનુષ્ય બીલીના વૃક્ષનો આશ્રય કરીને વિધિપૂર્વક મંત્રોનો જપ કરે છે તેને એક દિવસે કરીનેજ પુરશ્ચરણનું ફળ મળે છે. જે પુરૂષ બીલીના વનમાં ઝુંપડી કરીને નિત્ય વસે છે, તેના સર્વ મંત્રો જપ માત્ર કરીનેજ સિદ્ધ થાય છે. જે મનુષ્ય પર્વતના શિખરપર, નદીના કાંઠાપર, બીલીના મૂળ આગળ, શિવના દેવાળયમાં, અગ્નિ હોત્રની શાળામાં અને વિષ્ણુની સમીપમાં જપ કરે છે, તેને દાનવ, યક્ષ કે રાક્ષસો વિઘ્ન કરી શકતા નથી, તથા તેને પાપ સ્પર્શ કરતાં નથી અને શિવને વિષે સાયુજ્ય મુકિત તે પામે છે. હે રાઘવ, સ્થંડિલમાં, જળમાં, અગ્નિમાં, વાયુમાં, આકાશમાં, ગુરૂમાં કે આત્મામાં (પોતાનામાં) જે મનુષ્ય જીતેંદ્રિય થઇને મને પૂજે છે તે લવમાત્ર પૂજને કરીને પણ સમગ્ર ફળ પામે છે; હે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામ, આત્મપૂજા સમાન બીજી પૂજા નથી. આત્મપૂજાએ કરી ચાંડાલ પણ મારે વિષે સાયુજ્ય મુકિત પામે છે. કામળાના આસન ઉપર બેશી પૂજા આદિક કરવાથી મનુષ્યની સર્વ

કામનાઓ પુર્ણ થાય છે. કાળા રંગના ચર્મ ઉપર બેસવાથી મુક્તિ થાય છે. વ્યાઘ્રચર્મનું આસન કરવાથી મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. દર્ભનું આસન કરવાથી જ્ઞાન થાય છે. પત્રનું આસન કરવાથી આરોગ્ય મળે છે. પૂજા અથવા જપ પૂર્વાભિમુખ બેશીને કે ઉત્તરાભિમુખ બેશીને કરવા. પાષાણનું આસન કરીને જપ કે પૂજા કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે. કાષ્ઠનું આસન કરવાથી નાના પ્રકારના વ્યાધિ થાય છે. વસ્ત્રનું આસન કરવાથી લક્ષ્મી મળે છે. પૃથ્વીનુંજ આસન કરવાથી મંત્ર સિદ્ધિ થતી નથી. હે રાજન્, રૂદ્રાક્ષની માળાનો વિધિ હું તને કહું છું તે સાવધાન થઈને સાંભળ. સ્ફટિકની માળાએ કરીને જપ કરે તેને સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે. બજર બુટાંની માળાએ કરીને જપ કરનારને પરમ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. દર્ભની ગાંઠોની માળાએ કરી જપ કરનારને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. રૂદ્રાક્ષ સર્વ મનોરથ પરિપૂર્ણ કરે છે. પરવાળાંની માળા સર્વ લોકને વશ કરી આપનાર છે. આમળીના ફળની માળા મોક્ષ આપનારી છે. મુક્તાફળથી રચેલી માળા સર્વ પ્રકારની વિદ્યાઓ આપનારી છે. માણિક્યવડે નિર્માણ કરેલી માળા ત્રણ લોકની સ્ત્રીને વશ કરનારી છે. નીલ રંગનાં મરકત મણિથી બનાવેલી માળા શત્રુઓને ભય આપનારી છે. સુવર્ણથી બનાવેલી માળા પુષ્કળ લક્ષ્મી આપે છે. રૂપાથી નિર્માણ કરેલી માળા ઇચ્છેલી કન્યા પ્રાપ્ત કરી આપે છે. પારાથી નિર્માણ કરેલી માળા પૂર્વે કહ્યા તે સર્વ કામ પૂર્ણ કરી આપનારી છે એ સર્વ માળાઓમાં એકસો આઠ મણકાની માળા ઉત્તમાં ઉત્તમ છે. સો મણકાની માળા ઉત્તમ છે; પચાસ મણકાની માળા અથવા ચોપન મણકાની માળા મધ્યમ છે; સતાવીશ મણકાની માળા અધમ છે. પણ જો સો મણકાની માળા બનાવેલી હોય તો તેમાં પચીશ મણકાની માળા અધમ છે. એ માળામાં પચાશ અક્ષર અનુલોમ અને પ્રતિલોમ પણે કરીને સ્પષ્ટ સ્થાપન કરવા, તે કોઇને બતાવવા નહિ. એ પ્રમાણે અક્ષર જેમાં સ્થાપન કર્યા છે એવી માળાથી એકજ વાર જપ કરનારને પુરશ્ચર્યા કર્યાનું ફળ થાય છે, ડાબો હાથ ગુહ્ય ઉપર મૂકવો

અને જમણો હાથ લિંગ ઉપર મૂકવો; એ રીતે 'યોનિ મુદ્રાબંધ' નામે ઉત્તમ આસન થાય છે. એ યોનિ મુદ્રાબંધ આસને સાવધાન થઈ બેશીને જે કોઇ ગમે તે મંત્રનો જપ કરે તેને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. કેટલાક મંત્ર છિન્ન કહેવાય છે, કેટલાક રૂદ્ધ, કેટલાક સ્તંભિત, મિલિત, મૂર્છિત, સુપ્ત, મત્ત, હીનવીર્ય અને દગ્ધ, કહેવાય છે. કેટલાક પ્રત્યર્થિ પક્ષગામી, કેટલાક બાલ, યૌવન અને વૃદ્ધમંત્ર માનેલા છે. એવા મંત્રો યોનિ મુદ્રાબંધ આસને બેશીને જપવા; કેમકે તેથી તે સિદ્ધ થાય છે, પણ બીજે કોઇ પ્રકારે કોઇને સિદ્ધ થતા નથી. બ્રાહ્મ મૂહૂર્તથી આરંભીને મધ્યાન્હ કાળ સુધી મંત્ર જપવા. એ સમય પછી જપ કરનારને તે મંત્ર વિનાશકારી થાય છે એ નિશ્ચય જાણવું. એ વાત પુરશ્ચર્યા વિધિમાં અને સર્વકામ્ય ફળોમાં લાગુ પડે છે. નિત્ય તથા નૈમિત્તિક જપમાં તથા તપશ્ચર્યામાં સર્વકાળે જપ કરવો તેનો કાંઇ દોષ નથી. હે રઘૂત્તમ, જિતેંદ્રિય તથા નિષ્કામ અને મારા રૂપનું ધ્યાન કરતો જે મનુષ્ય નિત્ય રૂદ્ર જપ કરે અથવા ષડાક્ષર મંત્રનો અથવા પ્રાણવનો જપ કરે તેમજ અથર્વ શિરસ મંત્ર જપે અથવા કૈવલ્યોપનિષત્‌નો જપ કરે, તે તે દેહે કરીનેજ પોતે શિવરૂપ થાય છે. જે પુરૂષ ઇંદ્રિયો જીતીને નિત્ય આ શિવગીતાનો પાઠ કરે અથવા તેનું શ્રવણ કરે તે સંસાર થકી મુક્ત થાય છે એમાં સંશય નથી. **સૂત કહે છે,**—એ પ્રમાણે કહીને શ્રી મહાદેવ તેજ સ્થળમાં અંતર્ધાન થયા અને તે રામચંદ્ર પણ પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. એ પ્રમાણે સંક્ષેપમાં શિવગીતા મેં કહી. જે પુરૂષ એકાગ્ર ચિત્તે નિત્ય એનો જપ કરે અથવા સાવધાન થઇને એનું શ્રવણ કરે, તેને મુક્તિ હાથમાંજ રહેલી છે. હે મુનિઓ, એટલા માટે સાવધાન થઇને નિત્ય એનું શ્રવણ કરો, તેથી વિના પ્રયાસે તમારી મુક્તિ થશે એમાં સંશય નથી. જે સાંભળવામાં કાયાને ક્લેશ થતો નથી, મનને ક્ષોભ થતો નથી, ધનની હાનિ થતી નથી અને આત્માને પીડા થતી નથી; પણ જેથી કૈવલ્ય પદની પ્રાપ્તિ થાય છે, હે ઋષિસત્તમો, એટલા માટે નિત્ય શિવગીતા સાંભળો. ઋષિઓ કહે છે.—આજથી આરંભીને પુનઃ તું

અમારો આચાર્ય અને પરમ ગુરૂ છે, કેમકે અવિદ્યાના સામા પાર સુધી તું અમારો તારનારો છે જન્મ આપનાર અને જ્ઞાન આપનાર બન્ને ગુરૂમાંથી જ્ઞાન આપનાર ગુરૂ ઉત્તમ છે; માટે હે સૂતપુત્ર, તું અમારો સાચો ગુરૂ છે. બીજો અમારો ગુરૂ નથી. એ પ્રમાણે બોલીને સૂત પુત્રની સ્તુતિ કરતા તથા સંતોષ પામેલા તે સર્વે મુનિઓ સાયં સંધ્યાનું ઉપાસન કરવા માટે ગોમતીના તટ ઉપર ગયા.

॥ इत्युक्त्वाप्रययुःसर्वे सायंसंध्यामुपासितुम् ॥

॥ स्तुवन्तःसूतपुत्रं ते संतुष्टागोमतीतटम् ॥ ६९ ॥

॥ इतिश्रीपद्मपुराणे उपरिभागेशिवगीतासुपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे शिवराघवसंवादेगीताधिकारीनिरूपणंनाम गुर्जरभाषान्तरेषोडशो ऽध्यायः ॥ १६ ॥

---

निर्भयरामतनूद्भवछोटालालेतिलोकविदितोहम् ।
भाषाप्रबंधमलिखंशिवगीतायाःपरेश्वरकृपया ॥ १ ॥
तत्रस्युर्यादिदोषाःक्षंतव्याविबुधवृंदवंद्यैस्ते ।
विदितंकस्यनवैतद्‌गुणमात्रग्राहिणोह्यार्याः ॥ २ ॥

विद्यानुरागविनिवृत्तसमस्तवृत्ति
श्रीमूलशंकरवचोहृदिसन्निधाय ।
भाषाप्रबंधमलिखंयदितत्रदोषा
विद्वद्भिरेवकृपयाममर्षणीयाः ॥ १ ॥

इतिभाषान्तरकर्तो विज्ञापनम्

# समाप्त.



# અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોના નામ.

## મોરબી.

૧૫૦ મહારાજાધિરાજ ઠાકોર શ્રી ૭ મહારાજા વાઘજી બહાદુર
સ્વસ્થાન મોરબી--દરબાર.

## કચ્છ; ભુજ.

૩૦ મહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર
કચ્છ--દરબાર.

૧ રા. રા. બળદેવ વિ. વેલજી.
૧ ,, રા. હાથીરામ સોમજીભાઇ.
૧ ,, રા. સોની ભીમજી શામજી.
૧ ,, રા. મેહેતા મુળશંકર મંગળજી

## ભરૂચ.

૧૦ રા. રા. પ્રાણલાલ નરોતમદાસ.
૧ ,, પટેલગુલાબભાઇ નરોતમદાસ.
૧ ,, રા. જીવણ ગોકળભાઈ.

## અમરેલી.

૧૦ ત્રંબકરાય વ્રજરાય.

## મુંબઈ.

૧૦ રા. રા. શેઠ વિઠ્ઠલદાસસુંદરદાસ.
૧૦ રા. રા. શેઠ દામોદર ખીમજી.
૧૦ ,, ,, શેઠ પ્રેમજી પેરાજ.
૫ ,, ,, ઠા. વલ્લભદાસ પ્રાગજી.
૪ ,, ,, ઠા. હરિદાસ દયાળ.
૨ ,, વાંઝા આણંદજી લાધા.
૨ ,, શા. ભોગીલાલ નરશીલાલ.
૨ ,, ઠા. પુરૂષોતમ પારપીઆ.
૨ ,, ભટ્ટ ગુલાબરાય મુળેશ્વર.
૨ ,, ઠા. માવજી આણંદજી.
૨ ,, ઠા. ભાણજી દેવજી.
૨ ,, ઠા. નારાયણજી વહાલજીની કું.
૨ ,, ખત્રી હીરજી લાલજી.
૨ ,, પુષ્કર્ણા દેવજી રામજી.
૨ ,, શેઠ મનજી ખેતશી-લુહાણા.
૧ રા. ઠા. ઠાકરશી ડુંગરશી.
૧ ,, ,, વામન બાળાજી.
૧ ,, વ્યાસ હરિશંકર વેણીરામ.
૧ ,, રાવળ ભીમજી વિ. મુળજી-જુગળીકર.
૧ ,, નારાણજી વિ. દયાશંકર-જુગળીકર.
૧ ,, દવે ત્રીભોવન વિ. લક્ષ્મીરામ.
૧ ,, શા. કરમચંદ જુઠા.
૧ ,, ત્રવાડી અનોપરામ મહિધર.
૧ ,, ત્રવાડી પુંજીરામ દોલતરામ
૧ ,, ત્રવાડી જાગેશ્વર વિ.નરભેરામ
૧ ,, શા. ગોવીંદજી વીરજી.
૧ ,, ઠા. કુંવરજી તુલશીદાસ.
૧ ,, શા. લાલદાસ વાલજી.
૧ ,, શા. વિઠ્ઠલદાસ શિવદાસ.

૧ ,, જોશી સુંદરદાસ તથા વલ્લભ
,, ,, દાસ સામજી.
૧ ,, ઠા. પરશોત્તમ વાલજી.
૧ ,, ઠા. ધારશી કેશવજી.
૧ ,, ઠા. કલ્યાણજી રામજી.
૧ ,, સોની કરસનદાસ મનસુખ સિદ્ધપુરવાળા.
૧ ,, ભટ જેઠાભાઇ રૂગનાથદાસ.
૧ ,, નારણદાસ નગીનદાસ-સરાફ
૧ ,, શા. જગજીવન ચત્રભુજ જોડીઆવાળા.
૧ ,, શેઠ ખીમજી ધનજી.
૧ ,, ઠા. પ્રાગજી કરસનદાસ.
૧ ,, કોઠારી પુંજા ધરમશી.
૧ બાઈ ઇચ્છા ત્રીકમલાલ. શેઠ. ગો. તે. ક. મુખ્ય સ્ત્રી શિક્ષક.
૧ ,, શા. ભગવાનદાસ દયાળ.
૧ ,, મુળજી હરપજી.
૧ ,, ઠા. માંણેકલાલ ગીગાભાઇ.
૧ ,, શા. દેવીદાસ વેલજી.
૧ ,, ઠા. દામોદર ગોવીંદજી.
૧ ,, ઠા. લીલાધર ઉમરશી.
૧ ,, જોશી ખીમજી જીવરાજ.
૧ ,, જોશી ખુશાલદાસ દેવજી.
૧ ,, ત્રવાડી દેવરામ વાઘજી.
૧ ,, શા. ઓધવજી નારાણજી.
૧ ,, જોશી કુબેરજી નથુ.
૧ ,, શા. પ્રભુદાસ હરખજી.
૧ ,, જોશી બેચરલાલ વિ. હરખજી.
૧ ,, પારેખ પ્રાગજી લાધા.
૧ ,, શેઠ ઓધવજી વિ. નારાણજી
૧ ,, શા. જેરામદાસ વિ. જીવણદાસ.
૧ ,, દવેશ્રી પોપટ વિ. ભાણજી.
૧ ,, લક્ષ્મીદાસ નગિનદાસ.
૧ ,, ઠા. વિઠ્ઠલદાસ જેરામ.
૧ ,, ઠા. પ્રેમજી ગોકુળદાસ.
૧ ,, ઠા. ધનજી ભાણજી.
૧ ,, નગીનદાસ હરીવલ્લભદાસ.
૧ ,, ઠા. જાદવજી ભગવાનદાસ.
૧ ,, ,, મેતા સાકરલાલ મનસુખરામ.
૧ ,, દેસાઇ દેવકરણ નાનજી.
૧ ,, ,, વૈદ્ય આંબારામ ધીરજરામ
૧ ,, ,, જોશી પ્રાણગોવીંદ આંબારામ
૧ ,, ,, ઠા. મથુરાદાસ કલ્યાણજી.
૧ ,, ,, શા. આત્મારામ દલસુખ.
૧ ,, ,, ઠા. શિવદાસ પરશોતમ.
૧ ,, ,, લાલજી લધા.
૧ ,, ,, ડાકટર શામજી દામોદર.
૧ ,, ,, ઠા. મોરારજી ઓધવજી.
૧ ,, ,, ઠા. દયાળ નથુ.
૧ રા. રા. ઠા. લાલજી નાનજી.
૧ રા. રા. ત્રવાડી ડાહ્યા દેવશંકર.
૧ રા. રા. ઠા. કલ્યાણજી સુંદરજી.
૧ રા. રા. ઠા. રવજી વાલજી.
૧ ,, ઠા. લક્ષ્મીદાસ જેઠા.
૧ ,, ઠા. વેલજી ખટાઉ.
૧ ,, ઠા. તુલશીદાસ રવજી.
૧ ,, ઠા. ગાંગજી ત્રીકુ.
૧ ,, ઠા. કેશવજી પ્રાગજી.
૧ ,, ઠા. મુળજી નારણજી.
૧ ,, શા. શોભાગ્યચંદ.
૧ ,, ઠા. વલ્લભદાસ દયાળ.
૧ ,, શા. મોતીચંદ શીવજી.
૧ શિ. રા. ચુનિલાલ વિ. બાબાં રણછોડ.

## વીરપર.

૪ મહારાજાધીરાજ માનસિંહજી સાહેબ પાલીતાણાના પાટ-

વી કુમારશ્રી.

૧ ખુદાવીંદ ઠાકોર સાહેબશ્રી શુરસિંહજી.

૧ રા. રા. હરિપ્રસાદ ઇચ્છારામ શાસ્ત્રી.

૧ ,, ,, દયારામ વિ. ભગવાનજી

૧ ,, ,, ભગત શ્રી હરિ કાળા.

૧ ,, ,, દવે જગજીવન વાહાલજી પ્રોહિત.

૧ ,, ,, દવેશ્રી દયારામ વિ. પ્રેમજી.

૧ ,, ઠા. કાનજી ઝીણા.

## સુરત.

૧ રા. રા. દેશાઈ ઉતમરામ મયારામ.

૧ ,, ,, નરશીરામ હરિરામ.

## ખારા ઘોડા

૧ રા. રા. હિમ્મતલાલ લલુભાઇ.

## ગણોદ

૧ જાડેજાશ્રી અમરસિંહજી.

૧ રા. રા. ભટ હીરજી મોનજી.

## વીંઝાણ

૧ રા. ઠા. લધા ઠાકરશી.

## બડોલી જીલે ઇડર.

૨ રા. રા. ઠાકર હરગોવિંદ શંભુરામ.

## ખાખી જાળીઆ.

૧ રા. રા. સુરાજી ડોસાજી પેહેલા આસિસ્ટંટ.

## ભુમલી.

૧ રા. રા. મોદી દામોદરદાસ પરેલ

૧ ,, ,, મકનજી વિ. મહાવજી.

## જુનાગઢ.

૧ રા. રા. વકીલ ઇશ્વરજી અનંતજી.

,, ,, ,, વકીલ સોમનાથ ગોપાળજી ઉમરેઠના.

## માતર.

૧ રા. રા. સદાશિવ રામનાથ માસ્તર.

## સાંતિલપુર.

૧ રા. રા. આજમ કેશવલાલ બ્રીજલાલ મજમુદાર.

## છોટાઉદેપુર.

૧ રા. રા. બળવંતરાવ નારાયણ ન્યા. સિરસ્તેદાર.

## મેહેમદાવાદ.

૧ રાવ સાહેબ મોતીલાલ ચુનીલાલ મામલતદાર.

૧ નેટીવજનરલ લાયબ્રેરી.

## ધનોરી.

૧ રા. રા. વલ્લભરામ હરિનારાયણ તલાટી.

૧ ,, ,, દેશાઇ ગોપાલજી દયાળજી.

૧ ,, ,, ગણપતરામ જીવણરામ.

## વણોદ.

૨ રા. રા. મેહેતા ત્રીભોવન ગીરજા શંકર.

## માણાવદર.

૧ રા. રા. પ્રભુરામ વિ. મેઘજી પોલીશ કારકુન.

## વાણા.

૧ રા. રા. દવે ઓધડજી જીવા માસ્તર.

## ભાવનગર.

૫ રા. રા. ગવરીશંકર ઉદેશંકર.

સી. એસ. આઇ.
૧ રા. દવે વિશ્વનાથ વિ. પ્રાગજી.
૧ ,, ,, ચંપકલાલ ચંચલરામ.
૨ ,, ,, મધુસુદનલાલ રતનલાલ.
૧ ,, મિ. પરશોત્તમ ગીગાભાઇ.

## જંબુસર.

૪ રા. રા. હરિસુખરામમાણેકરામ
૧ ,, દેશાઇ ભાઉ દાજી.

## રંગુનબંદર. (બ્રહ્મદેશ.)

૧ રા. મેતાજી. હરિલાલ વૃજલાલ
૧ ,, ,, શેઠ જહાંગીરજી શોરાબજી ઇનજીનીઅર.

## ભીલખા.

૧ રા. રા. છગનલાલ નારણજી દવે. પોસ્ટ માસ્તર.

## કચ્છ મુંદ્રા.

૪ રા. રા. મહિપતરામ અમરજી મારફત.
૧ ,, ,, જુગલરામ મુરારજી.
૧ ,, ,, વ્યાસ હરિશંકર વિ. હીરજી વકીલ.
૧ ,, ,, મેતા દેવશંકર ગોરધન અદાલત કારકુન.
૧ ,, ,, મહિપતરામ અમરજી નાગર.

## નડીઆદ.

૧ રા. ભટ દલપત્તરામ શિવરામ.
૨ રા. સાહેબ ઉલાસરાય અરજુનલાલ પેનશનલ મામલતદાર.

## કડી.

૧ રા. રા. ભીખારામ ગોવિંદરામ.

## ધરમપુર.

૨ મહારાણા કુમારશ્રી બળદેવજી નારાયણદેવજી.
૧ રા.રા. કપુરચંદ ગોપાળજી મોદી વીરપરવાળા.
૧ ,, ,, બળવંતરામ શિવરામ પોસ્ટ માસ્તર.

## કરાંચી.

૧ રા. રા. ઠા. ત્રીકમલાલ ભારમલ મુકાદમ
૧ ,, ,, ઠા રતનશી મોનજી મુકાદમ
૧ ,, ,, પરશોતમ દામોદર પટેલ

## કચ્છ—કોટડી

રા, ઠા વિઠ્ઠલદાસ જેરામ મારફત
૧ ,, ,, ઠા. વિઠ્ઠલદાશ જેરામ.
૧ ,, ,, વ્યાસ સુંદરજી મકનજી
૧ ,, ,, વીશરામ શિવરામ.
૧ ,, ભોજક દેવજી કુંવરજી
૧ ,, ,, રાવળ વિશ્વેશ્વર આશારામ.
૧ ,, ,, ઠા. લધા ઠાકરશી વિંઝાણવાળા

## અમદાવાદ.

૧ રા. રા નાનાભાઇ ઉર્ફે ઉદેશંકર દયાશંકર.
૧ રા. ર. ઠાકોરદાસ નરસીદાસ.
૧ ,, ,, પ્રાણગોવિંદ લાલભાઇ.
૧ ,, ,, દેશાઇ ગુલાબભાઇ શુરભાઇ
૧ ,, ,, સ્કૉલર હરિલાલ નરશીરામ
૧ ,, ,, કાશીરામ અંબાલાલ

## વડીઆ.

૧ રા, રા, માણેલાલ લાધાભાઇ
૧ ,, ,, મેતા બાવાભાઇ પુંજા.
૧ ,, ,, ભગવાનજી કેશવજી.
૧ મહાદેવશ્રી ભીમનાથજીને અર્પણ આપનાર રા. રા. માણેકલાલ લાધાભાઇ વહિવટદાર.

### પેટલાદ.

૧ રા. રા. દલપતરામ મોતીરામ

### ડભોઈ તાબે બ્રાહ્મણગામ.

૧ રા. રા. ગોવિંદ લક્ષ્મીદાસ.

### ભજાણુ.

૧ રા. રા. ભલા ખીમજી.

### સલાયા.

૧ રા. રા. વલ્લભદાસ હરિદાસ.

### ખાંભડા.

૧ રા. રા. મહંત વલ્લભગર હરજી રગર.

### કુકાવાવ.

૧ રા. રા. ભવાનીપ્રસાદ નિત્યાનંદ ન્યાયાધિશ.

૧ ,, ,, પ્રેમસિંહ લછમનસિંહ-પોસ્ટ માસ્તર.

૧ ,, દુલભજી કલ્યાણજી-મોટી કુકાવાવ વાળા

૧ ,, ,, હીરજી ગોપાળજી.

૧ ,, ,, દુલભજી ઝીણા.

૧ ,, ,, સેવકરામ વિશ્વનાથ રાવળ

### બાલીશણા.

૧ રા. રા. જાલમપુરી મહાદેવપુરી

### કરાંચી.

૧ રા. રા. વલજી લખમશી.

### પાટણ.

૧ રા. રા. બારોટ અજુ કેશરસંગ

૧ ,, ,, ઓઝા લાલશંકર ઉમીઆશંકર.

૧ રા. રા. છોટાલાલ રણછોડ.

### પાલેજ.

૧ રા. રા. રામભાઈ ભગવાન લાઇન ઇનસ્પેકટર.

### હડીઆણા.

૧ રા. રા. ડા. વિઠ્ઠલદાસ દેવજી.

### જુનાગઢ

૧ રા. રા. સોમનાથ ગોપાળજી વકીલ—બાબરીઆવાડના

૧ ,, ,, વકીલ ઇશ્વરજી અનંતજી

### વલસાડ.

૧ રા. રા. વકીલ ધીરજલાલ ભગુભાઈ

૧ ,, ,, નીછા વલ્લભભાઈ વકીલ

૧ ,, જીવણરામ ગુલાબભાઈ વકીલ

૧ ,, ,, ત્રંબકરાવ માધવરાવ સબ જડજ કોરટના કારકુન

૧ ,, ,, ભીખાભાઈ અંદરજી—મુખત્યાર

૧ ,, ,, કીકાભાઈ ભાણાભાઈ પોલીશ પટેલ.

૧ ,, ,, શાસ્ત્રી જમીયતરામ ગવરીશંકર

૧ ,, ,, વિસનજી ડાહ્યાભાઈ

૧ ,, ભાવસાર મોતી દુલ્લભ

### નનકવાડા

૧ ,, ,, ગુલાબભાઈ શંકરજી

### કરીઆણા

૧ ,, ,, શા નેચંદ માવજી

### સુરત

૧ ,, ,, નરશીરામ હરિરામ.

૧ રા વૈદ્ય ભાનુશંકર ભવાનીશંકર

૧ ,, ,, લલિતાશંકર લાલશંકર

### વસાવડ

૧૦ દેશાઈ ભાણશંકર સદાશિવ

### સોનગઢ.

રા. રા. રાવજી રામજી પાલવેકર વકીલ મારફત

**ભાડલા.**

૧ રા. રા. આચાર્ય નાગરદાસ મથુરાદાસ ફોજદાર.
૧ ,, ,, દવેશ્રી દેવકૃષ્ણ મથુરામ—માસ્તર
૧ ,, ,, વ્યાસ ઝંડુ ભુદરજી—વકીલ.
૧ ,, ,, રંગીલદાસ શિવશંકર

અવલ કારકુન:

**મુંબાઈ.**

૫ રા. રા. શેઠ ગોરધનદાસ ગોકુળદાસ તેજપાળ.
૧ ,, ,, આચાર્ય જટાશંકર—માણશંકર મોરબીવાળા.
૧ ,, દોશી બેચર મુળજી.
૧ ,, શા. નરશી જેઠાભાઈ.

---

શિવગીતા ભાષાન્તર બાકી જે સાહેબ પાસે પૈસા રહ્યા હોય તે સત્વર જલદી મોકલવા કૃપા કરવી.